નવયુગ પુસ્તક ભંડારનું ૧૦૪ મું પુસ્તક પ્રકાશન

# ગા મ ધ ણી

[ ચાર સુંદર નવલિકાઓનો સંગ્રહ ]


—: લેખક :—

ચીમનલાલ મુળજીભાઈ લુહાર

બી. એસ. સી.

'દિપમાળા'ના કર્તા


કિંમત : બે રૂપીઆ


નવયુગ પુસ્તક ભંડાર

રાજકોટ : [કાઠિયાવાડ]

: પ્રકાશક :
જયંતિલાલ રેવાશંકર દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : કાઠિયાવાડ



: નવયુગ ગ્રંથમાળા :

:વર્ષ ૮ મું: :પુસ્તક ૩ જું:

: લવાજમ :

[એક હજાર પૃષ્ઠના ત્રણથી ચાર પુસ્તકો]

| | દેશમાં : | બ્રહ્મદેશ : | પરદેશ |
|---|---|---|---|
| પાકું પૂઠું | ૪-૦-૦ | ૪-૮-૦ | સીલીંગ આઠ |



-: મુદ્રક :-

પૃષ્ટ ૧ થી ૧૬૦
આનંદ પ્રિન્ટીંગ વર્કસ
મુદ્રક : જાદવજી પીતાંબર ઠક્કર
દેવકરણ મેન્સન : મુંબઈ નં. ૨
તથા
પૃષ્ટ ૧૬૧ થી ૨૦૮ તથા આગળના પાના ૧ થી ૮ સુધી
ધી નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
મુદ્રક : મણીલાલ છગનલાલ શાહ
ઘીકાંટા રોડ : અમદાવાદ.

Good people all, of every sort,
Give ear unto my song;
And if you find it wondrous short,
It cannot hold you long.

**Goldsmith**

o o o o o o o

To heirs, unknown, descends the unguarded store
or wonders, heavan-directed, to the poor.

**Pope**

# પ્રસ્તાવના

પ્રવૃત્તિ, આળસ કે બેદરકારીનો અતિરેક કહો, કે અક્ષર જગતને અગોચર ખૂણે ભરાઈ બેસવાની અક્ષમ્ય પામરતા કહો,–જે કહો તે–, પરંતુ આ વાર્તાસંગ્રહ મારા પ્રથમ વાર્તાસંગ્રહ "દિપમાળ" પછી કેટલેક વર્ષે બહાર પડે છે. સ્વેચ્છાએ લખવું, અને તે પણ કેવળ ઊર્મિનો જૂથ ઠાલવવા પુરતું જ–પ્રકાશન મંદિરના કાર્યવાહી માનસ્ થકવનારું, કંટાળો આપે એવું ખરું; છતાં કલમબાજ કલમ ચલાવ્યે જાય છે; એના ચાહકો એના મનસ્વીપણાને ચલાવી લે છે અને છૂટી છવાઈ તેની કૃતિઓ ગ્રંથસ્થ સ્વરૂપે નવજીવન પામે છે.

આ ગ્રંથની વાર્તાઓ "ગામધણી" ના શિર્ષક નીચે આવીજ રીતે નવરૂપ ધારણ કરે છે. નલીની પ્રિન્ટરીવાળા શ્રી. ઈશ્વરભાઈ પટેલની મારા પ્રત્યેની અનન્ય મમતાને જ આ સંગ્રહ આભારી છે. ભાઈ ઈશ્વર પટેલનો હું કેટલો ઉપકારવશ છું એનું માપ મારું હૃદય જ જાણે છે. એ મારી રંક કલમને બહુ અપનાવતા લાગે છે.

"ગામધણી"માં મારી ચાર વાર્તાઓનો સમાવેશ થાય છે. આમાંની પહેલી ત્રણ જુદેજુદે સમયે જુદાજુદા માસિકોમાં પ્રથમ પ્રગટ થયેલી; અને ચોથી આ સંગ્રહમાં પહેલી જ વાર પ્રકટ થાય છે.

'કલંક–શોભા' બુદ્ધ જમાનાની-ઈતિહાસના આડંબરમાં રાચતી–સુંદર સ્વરૂપ પામેલી–ચમત્કૃતિ છે. કવિવર ટાગોરની એક સુંદરતમ કલા–ભાવના આસપાસ તે સર્જાયલી છે અને શ્રી. રામનારાયણ પાઠકે વિ. સં. ૧૯૯૧ના જેઠ માસના 'પ્રસ્થાન'માં પ્રકટ કરેલી. એટલું તો કહીશ જ કે 'કલંક–શોભા' થોડીઘણી પણ કીર્તિ–શોભા જરૂર પામી ગઈ.

બીજી વાર્તા 'જીવન–સંધ્યા' 'કૌમુદી'માં પ્રકટ થયેલી–જેનું હાર્દ મારા કોલેજજીવન સાથે કંઈક અંશે સંકળાયલું છે. "જીવન–સંધ્યા" રંગ બેરંગી સંધ્યાના રંગો પ્રદર્શિત કરતી એક વિરાટ ભાવનાનું અમોઘદર્શન અને કેટલેક અંશે તત્વશીલ બની છે, એમ માનું છું.

ત્રીજી વાર્તા 'સુખ દુખ કર્મના વ્યવહાર'–Truth is stranger than fiction–ને મૂર્ત કરે છે. વર્ષો પહેલા બની ગયેલા કોઈ પ્રસંગની આજે પણ તે ઝાંખી યાદ આપે છે. શ્રી. ચાંપશીભાઈના 'નવચેતન'માં તે પ્રકટ થયેલી.

ચોથી વાર્તા "ગામધણી" ચરોતરના ગ્રામ્ય જીવનનું પ્રતિબિંબ છે. તટસ્થ દૃષ્ટિપાત કે અવલોકન હૈયામાં કોઈ વાર ઉગ્ર છાપ પાડી દે છે. દ્રવિત અવસ્થામાં ગરીબોના કઢંગા જીવનને ન્યાય અપાવવા એ હૈયું કેટલાં વલખાં મારે છે એ સ્પષ્ટ કરવાનો પ્રયાસ "ગામધણી"માં છે. ગ્રામ્યજીવનમાં બેદરકાર સંતોષ હોય છે, તેમ જ ન સમજાય તેવી ગુંગળામણ. બને આપો આપ સર્જાય છે અને પરસ્પર ઘર્ષણ પામે છે. કવચિત્ વિરલ તણખા ઝરે છે-ચમકે છે અને બાળે પણ છે. આ વાર્તા તરફ મારી, અને ગ્રંથ પ્રકાશકની તરફદારી ખાસ જોઈ શકાય છે; વળી કલાના ત્રાજવે તોળતાં 'ગામધણી' રસમય વજન સ્પષ્ટ પામી જાય છે, એટલે એના નામથી આ ગ્રંથને ઓળખવો ઉચિત્ માનું છું. આ વાર્તાઓમાં નાનીશી નવલિકાની

કલા કંઈ છે કે નહિ તે નહિ કહું તો ચાલશે. સિદ્ધ હસ્ત નવલિકાકારની એકજ કલા–ભાવના પર સર્જાયલી કૃતિના ગુણ આમાં નથી. આ વાર્તાઓને નવલિકા કરતાં નાની નવલ કહીએ તો પણ ચાલે. સાક્ષરતા સિદ્ધ કરે એવો નવલિકા અભ્યાસ મારો નથી એ નગ્ન સત્ય છે; છતાં સહગામી ને પૂરોગામી લેખકોનો મારો અભ્યાસ તદ્દન નિર્માલ્ય પણ નથી, એટલે સંગતિગુણ જો આ કૃતિઓમાં નજરે ચઢે તો મારા વિદ્વાન મિત્રોનો છે, અને દોષ ભારો ભાર મારો છે.

અક્ષમ્ય તો એ છે કે પ્રુફ સુધારણા પણ બરોબર થઈ શક્યું નથી, મારા તો અનેક દોષ છે એટલે એકાદ ક્ષમા કરી મારા તરફ થોડી પણ મમતાભરી દૃષ્ટિ વાંચક લંબાવશે તો આ ગ્રંથ અર્પણ કરવાનું મારૂં સૌભાગ્ય જળવાઈ રહેશે!

અંતમાં નવયુગ પુસ્તક ભંડારનો ઉપકાર માનીને અત્રે જ વીરમું છું.

વીલાપારલા
૨૯–૧૨–૪૦

ચીમનલાલ મુળજીભાઈ લુહાર

## : અનુક્રમ :

# કલંક–શોભા

" વિદેહી ! વિદેહી !!! "

નિશ્ચલ છતાં કંઇક તનમનાટભર્યાં પગલે ચિત્રાંગદાએ બૂમ મારી ને આમતેમ જોયું.

" ક્યાં મરી ગઇ,—કોણ જાણે ?! " ઐશ્વર્યસમી વૈભવની સામગ્રીને પ્રશ્ન પુછી તે પલભર ઊભી—અસ્વસ્થ ને અશાંત કોઇ દિવસ નહિ ને આજે જ–કોણ જાણે શાથી–તેના વદન પર વિષાદની છાયા પથરાઇ હતી. શર છોડતાં તેનાં નયનમાં ન્હોતા હાસ્ય કે અશ્રુ; ભય કે વિરહ; હતાં માત્ર નિરાશા અને દુઃખ આનંદ–ચંચલ યૌવનમાં ચમકારા મારતી તેની મુખરેખાએ કુટીલ થઇ અને તે પાસેના હીંડોળે બેઠી.

બહાર કોઇ હીંડોળ ગાતું હતું; અન્તર્હિત તેની વિડંબનાએ પણ સૂરસંગીતમાં હીંડોળે ચઢી. હીંડોળનું આકર્ષણ કે અંતર વેદનાની વિપુલતા અનુભવતાં તેણે આંખો મીંચી. તાલબદ્ધ ઝૂલતા હીંડોળા પર અપ્સરા સમાધિસ્થ થઇ.

"પાટલીપુત્રનું શું થવા બેઠું છે ?" તે બબડી. "રાજા, પ્રજા, ધર્મનાયકો અને મહારથીઓ–બધા જ એની પાછળ ગાંડા થઇ ગયા છે !" તેણે આંખો ઉઘાડી અને તેમાંથી ધુંધવાતા અગ્નિના તણખા ઝર્યા. મનસિજની કાવ્યમયતા તેમાં બળતી હોય એમ લાગી.

ગતિગર્વથી મત્ત થયેલાં તેના અવયવો ધ્રૂજી ઉઠયાં અને તે ઊભી થઇ. વૈર શોધતી સિંહણના ભયંકર ચાપલ્યથી તે ફરવા લાગી. ગુંચવાતી તેજરશ્મિ પ્રસારતાં તેના અલંકારો આખાય ખંડમાં રણકી રહ્યાં.

"ભગવાન! ભગવાન!! મારૂં શું થવા બેઠું છે?"

"જે થવાનું હતું તે થઇ ગયું." કારુણ્યની મૂર્તિસમી વિદેહી ખંડના બારણે ઊભી હતી—અવનત મસ્તકે, ને સંકોચાઇ.

ચિત્રાંગદા ચમકી; વિદેહીના સામું જોયું.

વિકસીત તેની દેહલતા પર સ્ખલિત વસ્ત્ર, શિરીષસમા સુકુમાર વદન પર આંસુની માલાઓ, અકથ્ય વેદનાથી કરમાઇ ગયેલી રેખાઓ અને આગાહી ભરી તેની નિરાધારી—આ બધું મૂર્તિમંત કરતી પરીચારિકા, કર્મશૂન્ય, ખંડને બારણે ઊભી હતી–શિથિલ ને જડવત્."વિદેહી! શું થઇ ગયું ?"

ઉત્તરમાં વિદેહી રડી પડી. "આ દિવસ જોતાં પહેલાં મારૂં મોત નિર્માણ કેમ ન થયું ?"

"વિદેહી! વિદેહી!!" ચિત્રા નજીક દોડી આવી.

એટલામાં દ્વાદર પર કોઇનો પગરવ સંભળાયો. બન્ને નવયૌવનાઓ ચમકી ને તૃષાતુર, પ્રતિમાસમી, જડવત્ દ્વાદર તરફ જોઇ રહી.

પચ્ચીશેક વર્ષનો, કસાયલા પડછંદ તનુથી ઓપતો, એક દંડધારી બૌદ્ધ ભિક્ષુક ઉપર આવ્યો. તેના માથે ચકચકીત મુંડો હતો અને લલાટે ભવ્યતા વરી હતી. જ્યોતિર્બિમ્બસમાં તેનાં નયન સ્થિર, નિર્મલ, ને અગમ્ય લાગતાં. પ્રચંડ રેખાઓ સુદ્દઢ ને તેજસ્વી હતી. પ્રતિક્ષણે દીપતી તેની સૌંદર્ય રાશિ સન્યસ્તના પરિધાનનું અવગુંઠન તોડી બહાર આવવા મથતી.

ભિક્ષુક પાટલીપુત્રનો પ્રચંડ મહારથી–આયૂધવિષારદ હતો. વિગ્રહો આરંભવા ને આટોપવા એક વખત તેનું નિત્યકર્મ હતાં. કીર્તિકીરિટ વરી ચૂકેલો તે પાટલીપુત્રનો રાજસ્તંભ હતો. તેના ડાબા હાથપર સ્વામિભક્તિ ખાતર પ્રાપ્ત કરેલા ઘાનું ચાઠું ઓઢેલી ચાદરમાંથી ડોકિયાં કરી રહ્યું હતું. એક વખત તેનો જમણો બાહુ ભીષણ આયૂધો ધારણ કરી ગર્વાન્વિત, નિર્દય થયો હતો– સ્વામિ ને સ્વદેશ ખાતર. અત્યારે, સુભાગ્યે કે દુર્ભાગ્યે, એ બાહુએ કાષ્ઠનો દંડ પકડયો હતો. રાજદંડથી કંટાળેલી વિભૂતિએ દિવસોના મંથન પછી ધર્મદંડ ઉપાડયો હતો.

"કોણ રાજપદ્મ! સ્વામિ?! ઓ....ભગવાન!!" ચિત્રાના માથે ભૂમંડલ તૂટી પડયું ને તે બેભાન થઇ ભોંયે પટકાઇ. બીજી પળે વિદેહી ઉપવસ્રમાં આસુંભર્યું મોઢું છુપાવી દ્વાદર ઉતરી ગઇ. કર્મકલાંતની નિવૃત્ત અને વિરાગીની શૂન્ય મનોદશા પામેલો રાજપદ્મ પોતાની નવપરિણિતાને પ્રભાભર્યાં ક્રૂર નયને જોઇ રહ્યો.

ને યૂગ સમી પાંચ પળ વીતી.

*

૨

"ચિત્રાંગદા! મને માફ નહિ કરે?" દર્દભર્યા, ખોખરા અવાજે ભિક્ષુક પદ્મે ઉચ્ચાર્યું. "નિર્વાણના સર્જકનું આકર્ષણ મને દુઃસહ્ય નીવડયું." શરમાઇ પદ્મે નયન ઢાળ્યાં.

"ને મને ઘાતક નીવડયું." ચિત્રાએ રડી દીધું. "સ્વામિ! સ્વામિ! તમારી અર્ધાંગના હું....તમારી જીવન સહચરી.... તમારા ધર્મ અને કર્મની પૂજારિણી—તમારી સહધર્મચારી—ખરેખર, મને તમે ગરદન મારી!" કારુણ્યની ગંગા વહાવતી તે પતિ સામે ધસી આવી, ને દંડના આધારે ઊભા રહેલા તેના પગને વળગી.

"રાજપદ્મ! આટલા માટે તમે મને પરણ્યા? ચુંબનની ગાથાઓ મારા અંગેઅંગમાં હજુ ગુંજી રહી છે. મધુરજનીનાં પુષ્પોની સૌરભ હજુ આ ખંડમાં પમરી રહી છે ને તમે....તમે.... ઓહ....આ શું કરી બેઠા?"

"મોહના ફરી વળેલા ઘેરા જુવાળમાંથી આચાર્યે મને ઉગાર્યો. હું અને તું—એ મોહ જ મનુષત્વને પામર કરે છે, ચિત્રા!" "....અને એ પામરતામાંથી ઉગરવા તમે દીક્ષા લીધી, નિર્વાણના ભકત થયા અને બૌદ્ધસંઘના અનુયાયી થયા, કેમ?" શ્વાસભેરને અસ્વસ્થ ચિત્રાએ છેલ્લું આંસુ લૂછયું ને ઉન્માદવશ પ્રમાદી મનોદશા પ્રતિબિમ્બિત કરતી તે ઊભી થઇ ગઇ.

"હા....હા.... એમ જ." ગુંચવાઇ રાજપદ્મે ઉત્તર આપ્યો. તેના શબ્દો સ્પષ્ટ, દઢને વેધક હતા. નયનમાં તેજ ને પદવીધરોને સુલભ એવો પ્રતાપ હતો. ચરિતાર્થની શ્રદ્ધાભરી વાણીમાં ભાવનાનાં અમોઘ દર્શન હતાં, છતાં અંતરને કોઇ એક ખૂણે પત્નિને છેતરવાનો તીવ્ર દંશ હતો; પશ્ચાત્તાપનો ઝીણો પરંતુ અસરકારક પ્રલાપ હતો.

રાજપદવી અને ગૃહસ્થાશ્રમની અસ્મિતા તેણે આજથી વર્જ્ય ગણી હતી. નવજીવનની સમીક્ષા કરતો તે પત્નિનું મોઢું છેલ્લીવાર જોઇ લેવા ઘેર આવ્યો હતો. દીક્ષા આપનારે ધર્મસૂત્રો ઉચ્ચારી આશીર્વાદ આપ્યા હતા—છતાં આ ક્રૂર માનવી ધર્મયજ્ઞમાં પત્નિ હોમીને તેના આશીર્વચનની ઝંખના કરતો હતો.

"આશિષ આપ, ચિત્રા! મારૂં આર્ત્તત્રાણ—મહાવ્રત સફળ થાય."

"આશિષ આપવી એ ધર્મ હવે તમારો છે, નાથ! હું તમારી આશિષ માગું છું. સ્વામિન્! જીવતાં તમારૂં વૈધવ્ય સેવું તેના કરતાં તમે વિધુર થાઓ એજ અભ્યર્થના છે."

"ચિત્રા! ચિત્રા!! મને ક્ષમા કર, આ વિશાળ પ્રાસાદ, ચિરાર્જિત લક્ષ્મી ને અપરીમેય વૈભવ—આપણું—આજથી તારાં છે. જીવનનિર્વાહ ને આરોગ્યની અનેકવિધ સાંમગ્રી તારા સ્વામિત્વને અર્પણ કરૂં છું."

"ચંદ્રિકા વિનાનાં રસપાન શા ખપનાં, નાથ? રસેશ્વર વિનાનાં કુસુમચિત્રિત શયન ને અપ્સરા સમા શણગાર શા ખપનાં,

નાથ? મારૂં આર્ત્તત્રાણ—મહાવ્રત—મારા રસેશ્વર તમે છો! પતિદેવ! દીક્ષા વર્જો; સંસારમાં પાછા વળો."

"પાછો વળું, ચિત્રા? સંઘનો હું સેવક નિર્માયો; પરકલ્યાણ માટે જીવનના મોહનાં બલિદાન દીધાં, આચાર્યના પવિત્ર વિશ્વાસને પાત્ર થયો....દીક્ષા સ્વીકારી....ને...."

"દીક્ષા આપનાર આચાર્ય ધર્મસેવકોના સર્જનમાં પત્નિઓનાં વીંખાતાં જીવન વીસરી જતા લાગે છે."

"આક્ષેપ નિરર્થક છે, ચિત્રા!"

"નિરર્થક હશે, પરંતુ અર્થસૂચક છે. સંસારદીક્ષાનું સેવન એ કલ્યાણમાર્ગ નથી, સ્વામિ? સ્વાર્થ સાધનામાં તમે તમારી અર્ધાંગના ભૂલી ગયા? આપણા સહધર્મચારમાં મારો અધિકાર પણ વીસરી ગયા, પદ્મ?"

ચિત્રાએ ભૂજપાશમાં પદ્મને જકડી લીધો. તેના માંસલ સ્નાયુમાં આંગળાં ખોસી દીધાં ને તેજની ધારાઓ છોડતાં નયનો ઊંચાં કર્યાં.

"પદ્મ! મારા સામું જુવો. તમારી પત્નિના આ દેહ અને યૌવનને નિહાળો. ઉછરી વૈભવમાં; પરણી સંસાર આરંભ્યો વૈભવમાં; અચરિતાર્થ જેવી અર્ધદગ્ધ હજુ ગૃહસ્થાશ્રમને આ કીનારે ઊભી છું—ઝંખતી ને તૃષાર્ત........; નથી વિહારકુંજોની આપણી દીનચર્યા સમાપ્ત થઇ કે ધવલચંદ્રિકામાં બેસી આરંભેલાં પ્રેમપાન!" આંતરયુદ્ધની વિષમ મેખલાઓમાંથી છુટવા મથતી ચિત્રા ક્ષણભર હાંફતી ઊભી. તેનાં ફાટી જતાં નસકો-

રામાંથી પ્રસરતો ઉષ્ણુવાયુ પદ્મના મનોરાજ્યમાં જ્વાળામુખીના રસ માફક બળતો—બાળતો ફરી વળ્યો. "કર્મ અકર્મ જગતને સમજાવાની હોંસમાં તમે મારા દેહ અને દીલનું અવસાન કરવા ઊભા થયા છો? શા માટે પદ્મ? દીક્ષા સ્વીકારતી વેળા, પ્રવચન કે ધર્મ સૂત્રોના ગુંજનમાં ચિત્રાંગદાનો નામધ્વનિ કેમ વીસરી ગયા, નાથ?"

વેદનાની વિપુલતામાં પદ્મનું હૃદય વીંખાઇ જતું લાગ્યું. સંસાર ત્યાગી ઊભેલો આ ભિક્ષુક, પત્નિના સ્પર્શથી પલભર ધ્રૂજી ઊઠયો. એ મીઠાશભર્યા ઝેરની પલો બલવતર કરવી કે તલસી રહેલા રૂપહુતાશનનાં રસચુંબનો સહન કરવા ઘોર અપરાધ હતો—વૈરાગ્ય જીવને નિર્માણ કરેલો ને ધર્માચાર્યે ભગવાન બુદ્ધની પ્રતિમા સમક્ષ સ્થાપિત કરેલો; છતાં પદ્મ—ભીખ્ખુ રાજપદ્મ એ વિષમસુખ સહન કરી રહ્યો.

સુગંધ ભરી લતાગુલ્મ વનસ્થલીને આલીંગતી જીવન પર્યાપ્ત કરે, એવી પત્નિની સ્થિતિ જોઇ સાહસ કરી બેઠેલા આ પાટલીપુત્રના સેનાનાયકનું હૃદય દ્રવી ગયું. એક બાજુ નિર્વાણુ, બીજી બાજુ લગ્ન સંસ્કારે સ્વીકારેલી સુદર્શના હતી. એક બાજુ સ્વાર્થ સાધનાનો અપરાધ હતો, બીજી બાજુ સંસારયાત્રામાં અનિવાર્ય એવી સંયુક્ત સ્વાર્થ સાધનાની નિર્બલતા હતી. એક બાજુ પડછંદ, કસાયલાં ગાત્રોમાંથી પવિત્ર પ્રતાપ પ્રસારતો ભિક્ષુક હતો, બીજી બાજુ ચિરાર્જીત તૃષ્ણાની મૂર્તિ સમી માયાવીની હતી. આ કુત્સીત—પાપભરી જાળમાંથી નાસી જવાનું પદ્મને મન થયું. એક વિપલ તેણે પત્નિના અસહ્ય લાલિત્ય ને નયનોમાં શમાવવા યત્ન કર્યો:

જાદુભરી એ આંખો, રતિનું કામણ પ્રસારી રહેલું વદન, વિકસેલી સ્નિગ્ધ દેહકલા, શણગારની આકર્ષક છટા—આ બધું ભસ્મસુપ્ત જીવનના તાર ઝણઝણાવવા બસ હતું. પ્રભાતે સ્વીકારેલી દીક્ષા, આચાર્ય, બૌદ્ધસંઘ, નિર્વાણનાં સૂત્રો, મહાત્મા ગૌતમની ઉપદેશ ગાથાઓ—બધું તેને સાંભરી આવ્યું. સંસારનાં રસતત્ત્વો, વૈરાગ્યના ઉચ્ચ ને કડક આદર્શો સાથે અથડાઇ રહ્યાં ને તેમાંથી તણખા ઝર્યા. પદ્મ ચમકયો, વિપલ ચિત્રાના સામું સ્થીર ઔત્સૂકયથી જોઈ રહ્યો. એક મજબૂત આંચકે તેને ભૂજપાશમાં કચરી ચુંબનની એક અમર ગાથા તેના અધરપર આલેખી. પલમાં આ બૌદ્ધ ભીખ્ખુએ દીક્ષાની પવિત્રતાનો વધ્વંસ કર્યો. ધર્મ નિયમના પ્રતિપાદકોએ તેના અપરાધની નોંધ ન લીધી છતાં પદ્મે આત્મદંશના જોરથી આર્ત બની એક ચીશ નાંખી. "ચિત્રા! ચિત્રા!" બે હાથ વચ્ચે તેણે મોંઢુ છુપાવી દીધું. ચિત્રા! મને જવા દે. તારો ત્યાગ એ જ મારી દીક્ષાની અભ્યર્થના. તારો અને મારો પંથ આજથી જુદો છે."

"હા," ઠરડાતા સ્વરે ચિત્રાએ ઉચ્ચાર્યું; 'પંથ જુદો છે, પરંતુ મનસીજે પ્રેરેલી એકતા અભિન્ન છે."

પદ્મે દાદર તરફ પગલું ઉપાડયું.

"નાથ! નાથ!! પાછા વળો. મહાત્માના સંઘમાં તમારી ખોટ નહિ પડે, જ્યારે મારૂં મંદિર તમારા વિના સૂનું થઇ જશે. નિર્વાણનું અમરત્વ જગત ઝીલશે, પરંતુ મારો સંસાર ધર્મ–સુધાસ્પર્શ તમારા વિના કોણ ઝીલશે? ત્યાગના વિકટ મહાર્ણવમાં તમે સેવાની નૌકામાં સફર કરવા સંચરો છો તો રસસાગરની મારી નૌકામાં કોણ વિહાર કરશે?"

ચિત્રા ફરીથી પદ્મને પગે વળગી; તેને રોકયો.

"સ્વામી! સ્વામી! કુટુંબ સેવા વિસારી જગત સેવા કરવાનું સાહસ ન આરંભો, નાથ! તમારે પગે પડી અભ્યર્થના કરૂં છું કે મને સ્વીકારેલીને ન તરછોડો. મારી ક્ષુદ્રતા, તૃષાર્તતા, નિર્બલતા, એકલતા, નિરાધારી...........સંરક્ષો. ન વિસરો, સ્વામિ! જગતને ધર્મ શીખવવા જાઓ છો—પરંતુ ધર્મચ્યુત થઇને!?"

એક આંચકે પદ્મે ચિત્રાને હડસેલી ને લાકડી ઠોકી ઝપાટાભેર દાદર ઉતરી ગયો.

"પદ્મ! પદ્મ!........નાથ!........ઓ........ભગવાન........!" ચિત્રા હાથ પછાડી ભોંયે પટકાઇ. તેના કરુણ રૂદનમાં વિચિત્ર સૂર મિશ્રીત કરતો હીંડોળ પુનઃ શરૂ થયો. "પદ્મ! નિર્વાણ ખાતર તમે તો મને વિધવા બનાવી. જીવન ખાતર હવે હું...........ઓ ...........ભગવાન!...........ભગવાન!"

ને તે ઊઠી. આંસુ લુછયાં. ઊભી થઇને હીંમત એકઠી કરી.

"વિદેહી! નિશ્ચલતાથી ચિત્રાએ બૂમ મારી. આક્રંદ કરતી પરિચારીકા આવી.

"ચાલ, રો નહિ. વિદેહી! થવાનું હતું તે થઇ ગયું. પાટલીપુત્રમાં એક વિપલનો વાસ મને દુઃસહ છે."

તે સાંજે આથમતી સૂર્યરશ્મિનાં સ્નાન કરી ચિત્રાએ પાટલીપુત્રનો ત્યાગ કર્યો.

*

૩

ને યુગસમો એક દશકો વહી ગયો.

નિર્વાણની જયગાથાઓ દેશના જીવનમાં ઓતપ્રોત થઇ રહી. સંસારી ને વૈરાગી, રાજા ને પ્રજા—બધાં જ—ધર્મભાવનામાં ઘેલાં થઇ રહ્યાં. મહાત્મા બુદ્ધનાં સૂત્રોનું ગુંજન ઘેરે ઘેર થવા લાગ્યું. રાસરજની કે મધુરજનીમાં, અભિસારીકાને મુખે કે ગુરુ શિષ્યોના પ્રવચનમાં જ્યાં જુવો ત્યાં—સર્વત્ર—દેશભરમાં જીવનની સ્થાપના ધર્મ શિલાપર થઇ રહી. કર્મ એ જ સંસાર, જીવન, મુક્તિ, સર્વસ્વ, મનાઇ રહ્યું. ભારતના ઇતિહાસનો એ જ્વલંત યુગ હતો. મહાત્મા બુદ્ધે દેશના પથપંકને સ્વચ્છ ને નિર્મળ બનાવવાનું પરિભ્રમણ આદર્યું હતું. સેંકડો બૌદ્ધ ભિક્ષુકો એક વિરાટ ધર્મચર્ચાની સફળતા જોવા મંથન કરતા હતા. અનેક વિહારો ને મઠ દેશભરમાં સર્જાતા હતા. નિર્વાણના સુત્રધારને પગલે પગલે દીવ્ય જ્યોતિ શાંત ને નિશ્ચલ પ્રતાપથી પ્રસરી રહી હતી.

“ અહીંસા એ જ કર્મ ને ધર્મ. વિશ્વપ્રેમ એ જ સંસાર ને જીવન.” આજે ગંગાતટે ઉતરેલા બૌદ્ધ ભિક્ષુકસંઘના એક નેતાએ સૂત્રો ઉચ્ચાર્યાં ને ઉપદેશ સમાપ્ત કર્યો. હજારોની માનવ-મેદની શ્રદ્ધાની પરાધિનતામાં રાચતી વીખરાવા લાગી. થોડીક નગરીના ગર્ભદ્વારમાં અદૃશ્ય થઇ. થોડીક હોડીઓમાં બેસી સામે કીનારે જવા લાગી.

ઉપદેશક સસ્મિત વીખરાતા ભક્તો તરફ ક્યાંય સુધી જોઇ રહ્યો. વિજયના મદમાં, કે આત્માભિમાનના ઘેનમાં તે થોડોક સમય આત્મવિસ્તૃત આસનને ટેકી પડી રહ્યો. સંઘના સહાધ્યાયીઓ

પોતપોતાને કામે આમતેમ વીખરાઇ ગયા. દૂર સાયંકાલની નોબત વાગી ને તે ભાનમાં આવ્યો. આસપાસ જોયું. ઓવારો શાંત—લગભગ નિર્જન હતો. થોડે દૂર વૃક્ષ નીચે એક ભિક્ષુક લાકડાં વીણતો દેખાયો.

" ગુપ્ત ? "

" આવ્યો પ્રભુ ! "

" આ મહાલય કોનું છે ? " ગુપ્તે મહાલય તરફ નજર નાંખી.

" આજ્ઞા હોય તો ખબર કાઢું ! "

" જરૂર નથી. દૂર દૂરથી શ્રોતાઓ આવી ઉપદેશ ને દર્શન લઇ ગયાં. પરંતુ મહાલયમાં વસનારનું દર્શન મને થયું નહિ. "

ગુપ્ત હસી પડયો ને મહાલય તરફ જોઇ રહ્યો.

" મને લાગે છે એમાં પ્રાણીઓ વસતાં હશે. એમને આપણા ઉપદેશની જરૂર નહિ હોય. " ગુપ્ત ફર્યો ને હાથ જોડીને ઉમેર્યું.

" પ્રભુ ! રજા હોય તો ભિક્ષા માંગી લાવું ને....ખબર પણ...." ગુપ્તે માથું ખંજવાળ્યું.

" હા જા, થોડીવાર હું પણ સમાધિસ્થ થાઉં. " લાંબી ફલાંગો ભરતો ગુપ્ત મહાલય તરફ ઉપડયો ને પદ્મે અધ્યયનની એકાગ્રતામાં આંખો મીંચી.

મહાલયના દ્વારમાં પ્રવેશી ગુપ્તે ટેલ નાંખી.

" જય નિર્વાણ ! ભીખ્ખુની આશિષ ! "

" કોણ છે—અત્યારે ? " એક સ્ત્રીનો તીખો ને કર્કશ અવાજ આવ્યો.

" ભીખ્ખુની આશિષ, મહાદેવી ? " ગુપ્તે પુનઃ ઉચ્ચાર્યું, કંઈક વ્યંગથી–ને અંદરના ખંડ તરફ દૃષ્ટિ લંબાવી, હીંડોળાપર બેસી એક સ્ત્રી બીનપર સંગીત રેલવતી હતી. એટલામાં બહારના દાદરથી બીજી રમણી ઉતરી આવી.

" કોનું કામ છે ? " કંઇક તીરસ્કારથી રમણીએ એકાએક પુછયું. ગુપ્ત ચમકયો, કંઇક ઝખવાણો પડી ગયો.

" તમારું જ " ગુપ્તે સમયસૂચકતા વાપરી.

" મારું ? "

" હા. બૌદ્ધસંઘ તમારા બારણે ઉતર્યો છે. તેનો સત્કાર કરો."

" હમણાં ઘડી પહેલાં તો સંઘના બે ભીખ્ખુઓ અન્ન પાણી લઇ ગયા ! "

" ત્યારે હું ત્રીજો. " ને ગુપ્તે પાછુ અંદરના ખંડ તરફ જોયું.

" અંદર શું જુવો છો ? જાઓ અહીંથી તમારા જેવા વિરાગીઓથી પ્રભુ બચાવે.

" વિદેહી ? " બીન વગાડતી સુદર્શનાએ બૂમ મારી. " એ શું ગડબડ છે ? થોડું કંઇક આપીને એને કાઢ. આજ આખો દિવસ એ લોકોએ જંપવા ન દીધા !"

શબ્દપ્રહાર કરતી આ અજ્ઞાન અબલા પર ગુપ્તને ચીઢ ચ્હડી. તે બોલવા જતો હતો એટલામાં એક પાત્રમાં વિદેહી થોડુંક અન્ન લઈ આવી.

"લ્યો હવે........ઝોળી ધરો." સ્પષ્ટ તીરસ્કારથી વિદેહી બોલી.

"શ્રદ્ધા વિનાનું દાન મને વર્જ્ય છે, રમણી! પ્રભુના ઉપદેશની તમારે જરૂર છે."

પ્રતાપથી ગુપ્ત ફર્યો.

"ભીખારીને મદ કેટલો?"

"નિર્વાણુની જય, રમણી! પ્રભુના ચર્ણનો સ્પર્શ કરી પાપ નિવારણ કર."

"જોયા તારા, પ્રભુ! એવા તો કંઇ ગંગાતટે આવી ગયા."

"શાંત! શાંત!"

ગુપ્ત, ક્રોધ શમાવી શકયો નહિ. "પ્રભુનાં દર્શન કરી કૃતાર્થ થા, અબળા! ભીક્ષુકનો અભિશાપ તાંડવ જગાડશે!"

સ્થિર ને દૃઢ પગલે ગુપ્ત મહાલયમાંથી બહાર નીકળ્યો. પલભર વિદેહીની વાચા હરાઇ ગઇ. પાત્રને બાજુએ પટકી તે મહાલય બહાર આવી. તીરસ્કારની લાલ સુરખીભર્યું મોઢું વક્ર કરી, તે ગુપ્તને જોઇ રહી, ને પગથીયાં ઉતરી ગુપ્તના પ્રભુને નીરખવા ચાલી—મદભર ઠસ્સાથી.

*

૪

**સમાધિસ્થ** બુદ્ધ ગણુરાજ પાસે ગુપ્ત આવી ઊભો ને હાથ જોડ્યા. "પ્રભુ!" પદ્મે આંખો ઉઘાડી. "મહાલયમાં પ્રાણીઓ વસે છે." પદ્મના મોઢાપર સ્મિત ફરકયું. આળસ મરડી તે બેઠો થયો ને મહાલયને અનિમિષ નયને જોઇ રહ્યો.

" ખરેખર! આવા મહાલયમાં પ્રાણીઓ જ વસતાં હશે ગુપ્ત!" પદ્મ બબડયો. " ઘર આંગણે પવિત્ર ગંગા વહી રહી છે ને પવિત્રતર એવો બૌદ્ધસંઘ વસી રહ્યો છે. છતાં મહાલય ભક્તિ ને સત્કારથી વંચિત ભાસે છે!"

"હા, વંચિત ભાસે છે." વિદેહીએ ગર્જના કરી. પદ્મ ને ગુપ્ત ચમકયા. "જગતને ધર્મ શીખવો તે પહેલાં તમારા આવા મૂર્ખ શિષ્યોને ધર્મ શીખવો." તેજસ્વિ નયને પદ્મ વિદેહીને જોઇ રહ્યો. દસ વર્ષમાં વિદેહી બાલક મટી સ્ત્રી થઇ હતી. ગૌરવર્ણી માદક સુંદરતા, વિકસેલાં અવયવો, ભભકભર્યાં આભૂષણો ને આકર્ષક અંગમરોડ એ બધા વચ્ચે મુખરેખાની પરિચિતતા પદ્મ ખોળી રહ્યો.

"શાંત થાઓ દેવી! અમે તો કેવલ ભિક્ષુ—સંસારને સમાજથી વિરક્ત! આપનો પરિચય?"

"પરિચય?" વિદેહી ચમકી, પલકારા મારતા નયને ભિક્ષુકને જોઇ રહી. દશ વર્ષ પહેલાંની વિષમ યાદ લાવી તે ધ્રુજી ઊઠી.

"હું અને મારાં મહાદેવી આ મહાલયમાં વસીએ છીએ."

"મહાદેવી?"

"હા, અમે પાટલીપુત્રનાં છીએ. તમારા જેવા એક ભિક્ષુકે અમારી મહાદેવીને જીવતાં માર્યાં." પદ્મના માથે વીજળી પડી.

"તમારું નામ શું?"

"વિદેહી. મહાદેવીનું ચિત્રાંગદા.!"

"ચિત્રાંગદા! ચિત્રાંગદા!!........" પદ્મને ગળે ડૂમો ભરાયો. તેણે ઉધરસ ખાધી. કોઇ ગુપ્ત વેદનામાં તેનું આખું શરીર જકડાઈ જતું લાગ્યું.

"થોડું જલ આપ, ગુપ્ત!" પદ્મે પાણી પીધું ને ગુપ્ત તરફ ફર્યો.

"ગુપ્ત! થાકયો હોઇશ, વત્સ! આરામ કર."

"પ્રભુની આજ્ઞા." નમન કરી ગુપ્તે રજા લીધી. પદ્મ તેની પાછળ જોઇ રહ્યો. વિદેહીને ગુપ્તના પ્રભુની આ સ્થિતિ વિચિત્ર લાગી.

"વિદેહી! મહાદેવી અહીં શું કરે છે?"

"એ તો મળો ત્યારે ખબર પડે," વિદેહી હસતાં હસતાં બોલી. "પ્રાણીઓ શું કરતાં હશે?" પદ્મના મોઢા પર આછું સ્મિત ફરકી ઊઠયું.

"મારે એમને મળવું હોય તો..........."

"એ વાત કરશો જ નહિ. મહાદેવી ભિક્ષુકને જોતાં જ ભભૂકી ઊઠે છે."

"એમ?" પદ્મ જરાક હસ્યો.

"વિદેહી! મહાદેવીને કહેશો કે બૌદ્ધસંઘનો ગણુરાજ પદ્મ એમને આજ રાતના મળશે."

"તમે....કોણ પદ્મ?"

"હા" પદ્મે નીચું જોયું. "ગત જીવનનો રાજપદ્મ!"

"રાજપદ્મ! હું ! ઓ ભગવાન !!" વિદેહી ભાન ભૂલી, બબડીને ઝપાટાભેર મહાલય તરફ દોડી ગઇ.

*

૫

કૃષ્ણ પક્ષની રાત્રિ વ્યાપતી હતી. આકાશમાં તારાઓ ટગમગતા હતા. ગંગાતટ શાંત નિરવ થતો હતો. આસપાસ ભિખ્ખુઓ દિવસનો થાક ઉતારતા નિદ્રાધીન હતા. સામે કિનારેથી પવનનો સુસવાટો ગાત્ર ઠંડા કરી નાંખે એવો ફુંકાયો ને આસનશૈય્યા પરથી પદ્મ ઊઠયો. મહાલયને પલભર તે જોઇ રહ્યો.

"ચિત્રાંગદા!" તિરસ્કારની નિરાધારીમાં પદ્મ હસ્યો, ને ઉપવસ્ત્રને વ્યવસ્થિત કરી ઓઢયું.

આકાશ તરફ જોઇ રાત્રિનો પ્રહર તપાસ્યો ને દંડ લઇ પદ્મે ચાલવા માંડયું

સામે થોડે દૂર વિદેહી ઊભી હતી. ઊંઘતા ગણો વચ્ચે અંધારામાં માર્ગ શોધતા બંને મહાલય તરફ ગયા.

*

૬

**મહાલયના** અતિથિખંડમાં એક મદભર માનુની ઊભી હતી. તેના એક હાથમાં ચાંદીની ફૂલછાબ હતી. બીજા હાથની મૂઠીમાં થોડાં પુષ્પો હતાં. નીલવર્ણ સ્ફટિક પર થોડાં પુષ્પો બેદરકારીમાં તેણે વેર્યાં ને ગજરાજના કુંભસ્થલમાં ખોસેલો અગરબત્તીનો ઝૂડો સળગાવ્યો.

આસન પર પડેલું ચંપાનું એક તાજું પુષ્પ કાનની લટમાં ખોસ્યું ને આરિસામાં દેહ નીરખી આભૂષણ ને મેખલા વ્યવસ્થિત ગોઠવ્યાં. કેડ પર હાથ ટેકવી, દિલજીત અંગમરોડમાં તે પલભર ઉભી. નસકોરાં પુલાવી તેણે શ્વાસ ખેંચ્યો ને પમરી રહેલી સુવાસથી આખું શરીર ભરી દીધું. તનમનાટભર્યાં તેનાં નયનોમાં ખંડની દીપરશ્મિએ નૃત્ય આરંભ્યું.

"મહાદેવી!" વિદેહીએ બારણું ખડખડાવ્યું.

"કોણ વિદેહી?" દ્વાર તરફ ચિત્રા દોડી. "પ્રભુ આવ્યા?"

"હા." દ્વાર ઊઘડયું. સામે ઉભેલા ભિક્ષુકને જોઇ ચિત્રા પલભર ડઘાઇ ગઇ. નિશ્ચલ પગલે ભિક્ષુક ખંડમાં આવ્યો ને આસપાસ જોયું.

"વિદેહી! દ્વાર બંધ કર; કોઇને આવવા દેતી નહિ."

વિદેહીએ દ્વાર વાસ્યું ને ચિત્રા ફરી.

"બિરાજો....પદ્મ!....પ્રભુ!" અર્થસૂચક એક તીવ્ર દૃષ્ટિપાત કરી પદ્મ આસન પર બેઠો ને ખંડની શોભા અવલોકવા લાગ્યો. અગરબત્તીનો ગુચ્છ સુંઘતી માનુની તૃષાર્તનયનોમાં આ ભિક્ષુકને કેદ કરવા મથી રહી.

"દશ વર્ષે આપણે ફરી મળ્યાં!" આસન પર બેસતાં ચિત્રાએ વાત ઉપાડી.

"હા....એમ જ." ભાનમાં આવ્યો હોય તેમ પદ્મ કંઇક કઢંગી રીતે બોલ્યો. "એમ જ કહોને, વિધિએ આપણું મિલન સર્જ્યું!"

"વિધિએ ?" ચિત્રા હસી ને ખંડની છત તરફ જોઇ રહી. "દશ વર્ષમાં વિધિએ આપણાં જીવન કેટલાંક અદ્‌ભૂત બનાવી દીધાં ?"

"ચિત્રાંગદા! તમે અહીં કયાંથી ?" ભિક્ષુકે કંઇક સખ્તાઇથી પૂછયું. ચિત્રાની વિચારમાલા તૂટી. તેણે કંઇક આશ્ચર્યથી પદ્મ સામું જોયું. ઉપધાન પર હાથની કોણી ટેકવી પદ્મના પ્રશ્નનો ભેદ કળવા તેણે પ્રયત્ન કર્યો.

"આપ અહીં કયાંથી, એ તો કહો પહેલાં ?"

"હું ? બૌધ્ધગણને પરિભ્રમણ કરવાનું જ હોય. મહાદેવી ! આજે અહીં, કાલે બીજે; પ્રકૃતિનો ખોળો અમારૂં નિવાસસ્થાન."

"વિદેહીએ કહ્યું: આપ મને મળવા માગતા હતા !" પુષ્પ રમાડતાં બેદરકારીથી ચિત્રાએ પૂછયું.

"હા. તમારે આંગણે બૌદ્ધસંઘ આવી પડયો છે, છતાં નથી તેને સત્કારવા આપે ઔદાર્ય દાખવ્યું કે નથી તેનો ઉપદેશ સાંભળવાની ભક્તિ બતાવી."

ચિત્રા બેઠી થઇ ને હાથમાંનું પુષ્પ કચરી નાખ્યું.

"ઠપકો આપો છો કે શિખામણ, ગણરાજ ?"

"બંને મહાદેવી !" સ્પષ્ટ ને સચોટતાથી પદ્મ બોલ્યો. "રાજભુવન જેવો આ મહાલય; અને યુગની લક્ષ્મી જેવાં તેમાં વસતાં તમે, ગૌતમબુદ્ધના ભિક્ષુકોની અવગણના કરો છો ? નિર્વાણના ઉપદેશકોનાં ધર્મવચનો નહિ સાંભળવાનું તમે મહાવ્રત લીધું હોય એમ લાગે છે !"

"હા." ચિત્રા આસન પરથી ઊઠી. સામે આવી, ઠસ્સાથી ઉભી.

"ગણુરાજ પદ્મ! તમે માનો છો આ મહાલયમાં પ્રાણીઓ વસે છે, નહિ? હું એમ કહું છું કે મારે આંગણે આજે પ્રાણીઓ આવી વસ્યાં છેઃ નથી જેમને સૌન્દર્ય, સંગીત ને સુદર્શનાની પરખ; કે નથી જેમને આ જીવનના અમરકાંક્ષિત આનંદોની......."

"બસ કરો, ચિત્રાંગદા!" પદ્મ ઉભો થઇ ગયો. ગૌતમબુદ્ધનો હું ધર્માચારી—ને પ્રતાપી એના સંઘનું તમે અપમાન કરો છો?"

"ગૌતમબુદ્ધે....અને એમના સંઘે મારું શું કલ્યાણ કર્યું છે, પદ્મ? ઉછરતા સ્ત્રીજીવનની મારી દોલત એણે ઝૂંટવી લીધી. દેવો ઇર્ષ્યા કરે એવા સહજીવનને એણે છુંદી નાખ્યું. રાજપદ્મની સૌભાગ્યલક્ષ્મીસમી ચિત્રાંગદાને અકાલે વિધવા બનાવી." અપૂર્વ અંગમરોડનું દર્શન કરાવતી ચિત્રા પદ્મની વધારે નજીક આવી. સ્તનપ્રદેશ પર પથરાયેલી મોતીની માળા સાથે કેલી કરતાં તેનાં આંગળાં મણકામાં ગુંચવાઇ રહ્યાં. પદ્મ નખશીખ આ રૂપરૂપના અવતારને નીરખી રહ્યો. દીપમાલમાં ગુંચવાતી અલંકારરશ્મિઓમાં તેની આંખો અંજાઇ ગઇ. કુસુમચિત્રિત તેનો કેશકલાપ, લાલીમાભર્યાં અધર, હાંફતી છાતી, આછાં પરિધાનમાંથી ડોકિયાં કરવા મથતા પરિપકવ સ્તન, કટી ભાગે રણકતી મેખલાઓ, અને રસ ઝરતા પ્રૌઢ અંગમાંથી પ્રસરતી ચંદન ને કેસરની મહેક—પદ્મ મહામહેનતે બધું સહન કરી શકયો. દશ વર્ષ પછી ચિત્રાને આવી જોવા વારો આવશે એ તેની કલ્પના બહાર હતું. પ્રતાપનું અમોઘ શર નયનમાંથી છોડી પદ્મે વાચા પ્રાપ્ત કરી.

"ચિત્રાંગદા! આ રસસામગ્રી, આ અપૂર્વ વૈભવ—આ ઇન્દ્રભુવન—બધું તમારા વૈધવ્યની શોભા હશે, નહિ? ચિત્રાંગદા! પાટલીપુત્રનો નિવાસ છોડી તમે અહીં કેમ વસ્યાં છો?" ચિત્રા હસી પડી. નિરંકુશ અને ક્ષોભ વિના.

"કેમ વસ્યાં છો? પદ્મ! પૂછવાનો અધિકાર તમારો નથી."

"ધર્મશાસકને લોકજીવનના ધર્મ ને નીતિ જોવાનો-રક્ષવાનો સંપૂર્ણ અધિકાર છે."

"જેને મારું સ્ત્રીજીવન અધોગતિની નૌકામાં પધરાવતાં દયા ન આવી એને હવે મારું આ જીવન જોવાનો અધિકાર હોઇ શકે, પદ્મ? તમારે ને મારે સંબંધ શું? તમે સંસારત્યાગી, પરકલ્યાણનો શંખ ફૂંકનાર તપસ્વી છો. હું સંસારની રાગી, આત્માનંદની ચિરદાસ, રસવિભૂતિઓમાં મહાલતી સુદર્શના છું. તમે નિર્વાણની જ્યોતિ વધારવા મથો છો, હું મારા જીવનને જગતના અનેક આનંદોથી ઓપવા મથું છું. તમે બૌદ્ધગણની વિભૂતિ છો, હું સમાજની વિભૂતિ છું. શ્રોતાઓને તમે ઉપદેશથી રીઝવો છો, હું અભ્યર્થનાથી રીઝવું છું. તમે પણ હિમશીર્ણ હૈયાંને ઉત્તેજીત કરી ધર્મપંથે વાળો છો, હું પણ હિમશીર્ણ હૈયાંને ઉત્તેજીત કરી દુઃખ ભુલાવે એવા રસપંથે વાળું છું."

"શાંત! શાંત!" પદ્મે કાન પર હાથ દીધા. "ઓ પ્રભુ!" ને મોઢું બે હાથ વચ્ચે છૂપાવી દીધું. "ચિત્રા! તું અભિસારિકા! ઓ.......ભગવાન!"

"હવે પશ્ચાત્તાપ કરો છો પદ્મ? મારા અપ્રતિમ લાલિત્યને ભોગવવા કે રક્ષવા તમારો ધર્મ હતો ત્યારે તમે ત્યાગ કર્યો—

દયાહીણુ, ઘાતકી રીતે. ખરે જ ! નિર્દય પદ્મ! તમે મારા આત્માનું તે પળે અવસાન કર્યું. પરંતુ દેહનું શું ? એક પુરુષે મારા આત્મા ને દેહની અવગણુના કરી, આજે હું સમસ્ત પુરુષ જાતિના આત્મા ને દેહનું લિલામ કરી રહી છું!" ચિત્રા અત્યંત બેદરકારીથી પદ્મ પાસે આવી ને તેના ખભે હાથ મૂકયો.

"પદ્મ! હું ને તમે–તારક બેલડીના વિખુટા તારક ! તમે નિર્વાણુના સેનાનાયક—બૌદ્ધસંઘની **ધર્મ–શોભા** છો; હું તૃષાર્ત ને કર્મકલાંત, મહારાજ ને મહારથીઓ, ધનવાનો ને રાજકર્મ-ચારીઓની **કલંક–શોભા** છું. જગતમાં તમારો ધર્મ અમર રહેશે; તૃપ્ત કરેલાં હૈયામાં મારી **કલંક–શોભા** અમર રહી જશે." પદ્મ રડી પડયો. વિષમ સત્યનું પરિણામ પચાવવા તે અશક્ત થઇ ગયો,

"**કલંક–શોભા**? ચિત્રા, તું મારા જીવનની અદ્વિતીય **કલંક–શોભા** સમી બની છું.....નહોતી ખબર કે ધર્મ પાછળ બલિદાન આપતાં આ પરિણમશે? નહોતી ખબર કે તારો સંસાર ધૂળ કરી જતાં મારાં સન્યસ્ત જીવનમાં આ કૂર–નિર્લજજતાના આવરણમાં લપેટી લે એવી પલ આવશે. ચિત્રા! ક્ષમા કર! મને દંડી લે....,પરંતુ આ જીવનચર્યાનો ત્યાગ કર."

"ત્યાગ કરૂં? ને હવે? જ્યારે આખું નગર મારી પાછળ ઘેલું થઇ ફરે છે, ત્યારે? શ્રોતાઓ તમારો ઉપદેશ સાંભળી થાક ઉતારવા મને શોધે છે. પ્રવચન સાંભળી, મૂઢ ને ગંભીર બની જઇ, આ મહાલયમાં પ્રવેશે છે. જાય છે ત્યારે આનંદ ને ઉત્સાહની આનંદરશ્મિ તેમની મુખરેખાઓ પર નૃત્ય કરે છે!"

"બસ કર! ઓ ક્રૂર માયાવિની!" હાથની મુઠ્ઠી ઉગામી પદ્મ બરાડ્યો. "અનીતિના મહાર્ણવમાં કેટલાને ઘસડી જઇશ? દશ વર્ષથી આ પાપચર્યા આરંભી છે છતાં ધરાતી નથી? એકના અપરાધ ખાતર શા માટે જનતાનું પતન કરે છે?" પદ્મ તેને ઘૂંટણે પડ્યો ને તેના પગ બન્ને હાથ વચ્ચે પકડી કરગરી રહ્યો.

"ચિત્રા!....હું રાજપદ્મ! મારા અપરાધની શિક્ષા માંગું છું. લે....મારી હિંસા કર, પરંતુ દેશની લક્ષ્મીસમી ઉછરતી જનતાના બલ ને ઐશ્વર્યનો વિધ્વંસ ન કર."

ચિત્રાંગદાનું હ્રદય ચીરાઇ જતું લાગ્યું. જાણે અજાણે, સ્નેહ કે તિરસ્કારમાં પદ્મના સ્વચ્છ ને ચમકતા માથા પર તેનો હાથ ફરી રહ્યો. કઠણ, હૈયાં પીગળાવે એવા લાલિત્ય મંડિત વદન પર આંસુની માલા ઉદ્ભવી. એટલામાં વિદેહીએ બારણું ઠોક્યું. બન્ને ચમક્યાં. પરંતુ પદ્મમાં ઊઠવાની શક્તિ નહોતી. દશ વર્ષ પછી પ્રાપ્ત થયેલા પતિસ્પર્શની મીઠી વેદના તરછોડવા ચિત્રા નિર્બલ બની ગઇ. એટલામાં બારણું એક મજબુત કડાકે ઊઘડી ગયું, ને તેમાં એક શક પ્રચંડ યોદ્ધો પ્રવેશ્યો. લોહી થંભાવી દે એવું દ્રશ્ય જોઇ યોદ્ધો ખમચાયો.

માયાવિની ચિત્રાને ઘુંટણે એક ભિક્ષુક? રાગીના પાદ ચુંબન કરતો વિરાગી? ધરતી રસાતળ જાય એવું દ્રશ્ય જોઇ યોદ્ધો અત્યંત ક્રોધમાં બરાડ્યોઃ

"ચિત્રા! આ શું? કમજાત!"

"નાગ! જા....આજે નહિ. આજે મારા જીવનની અપૂર્વ પલ છે!"

"હતભાગી સ્ત્રી! આખરે બૌદ્ધ ભિક્ષુકને પણ છોડતી નથી?" કહીને યોદ્ધો નજીક આવ્યો. એક આંચકે એણે પદ્મને હડસેલી દૂર ફેંક્યો ને ખડ્ગ ઉગામ્યું.

"બુદ્ધ ભગવાનના સંઘને તમે લજવો છો, પાપાત્મા!"

પદ્મ લાકડીને ટેકે ઊભો થયો ને ડારતી—પરંતુ અમીભરી આંખે જોઈ રહ્યો.

"કોણ પદ્મ પ્રભુ?" ભિક્ષુકને ઓળખી નાગ ડઘાઇ ગયો.

"કલ્યાણ વત્સ! એમાં તારો અપરાધ નથી. ખડ્ગ ચલાવી આ સ્થૂલ દેહનો અંત આણ્યો હોત તો ભવેભવ ઉપકારવશ રહેત."

"ક્ષમા પ્રભુ! ક્ષમા!! આ શું બોલો છો? તમે તો મહા ગણરાજ! મારે હાથે મોત માગો છો?" અત્યંત ક્ષોભમાં યોદ્ધો નમી પડ્યો.

"હા, મોત માગું છું. કેટલીક વાર મોત જ જીવનની વેદનાનો અનંત અંત હોય છે, ભાઇ!"

"સંસારને તમે મરેલા જેવા–વિરક્ત છો–છતાં જનતાના કલ્યાણની ધુંસરી તમે તમારી ઝોળીમાં સાચવો છો. તમારા મર્ત્ય જીવનમાં પણ કેટલી અમર જ્યોતિ છે દેવ?"

"ભાઇ, તું અજ્ઞાન છે. દશ વર્ષના ત્યાગજીવનમાં આ પલ મને પહેલી છે. ગંગા તટે વિહાર બાંધવાની ભીખ માગવા

અહીં આવ્યો હતો ને શું જોઉં છું? રૂપહુતાશનસમી–પાપતૃષ્ણા પ્રદિપ્ત કરતી આ માયા! મારા ને તારા જીવનની કલંક–શોભા!"

"કલંક–શોભા?" નાગ આશ્ચર્યમાં ચિત્રા તરફ ફર્યો.

"હા, કલંક–શોભા! નાગ! ચિત્રાંગદા ગત જીવનની મારી ભાર્યા છે!" પદ્મ લાકડીને ટેકે ઊભો રહી નીચું જોઇ રહ્યો.

નાગના માથે વીજળી પડી. તેણે ખડ્ગ દૂર ફેંકી દીધું ને પદ્મને ચરણે પડયો.

"પદ્મ પ્રભુ! મને ક્ષમા કરો....મને બચાવો....દેવ! ભગવાન! મને અભિશાપ આપો....હું પાપી અધમ છું!"

"નાગ!" સ્નેહાર્દ્રતાથી પદ્મે ઉચ્ચાર્યું. "પશ્ચાત્તાપ એ જ ક્ષમા. બૌદ્ધ જનતાનું પાપનિવારણ કરવા રાતદિવસ મથું છું. ભગવાનની ગાથાઓ અમર કરવાની હોંસે ભારતનું પર્યટન કરું છું. ત્યાં ભગવાનની ભૂમિમાં જ આ પાપવ્યવસાય! આ અધમ આચાર!" નાગ પદ્મને પગે બાઝી પડયો ને પદ્મની ચાદર આંસુઓથી ભીની કરી. "ભાઈ! ઊઠ! આવાં મોહભુવનો જ દેશની લક્ષ્મી ને બલ હરે છે. દુશ્મનોની હિંસા કરવા આપણે આયુધો ઉપાડીએ છીએ, છતાં ઘરમાં વસતા દુશ્મનોને સુધારવાનું આપણે વીસરી જઇએ છીએ."

નાગને પદ્મે ઉઠાડયો. બિચારામાં ઊંચું જોવાની શક્તિ નહોતી.

"શરમા નહિ. નાગ! પાપ કર્યા પછી જ પુણ્યમાર્ગની કિંમત સમજાય છે." તેનો ખભો થાબડી પદ્મે ચિત્રા તરફ નજર નાંખી.

"ચિત્રાંગદા! ગંગાતટે એક વિહાર સંઘ માગે છે. શ્રદ્ધા હોય તો ભિક્ષુકની ઝોળીમાં દાન આપશો!"

ગંભીર ને તેજસ્વી નયનો ઢાળી પદ્મ બારણા તરફ વળ્યો. ચિત્રગંદાએ તેનો હાથ પકડયો.

"પદ્મ–પ્રભુ!"

"કેમ?" પદ્મ ખંચાયો.

"ક્યાં જાઓ છો? મહાલય પ્રભુનું છે."

"મારું સ્થાન સંઘમાં, મહાદેવિ!"

"મને તમારી સાથે લઇ જાઓ."

"સાથે લઇ જાઉં? સંઘમાં? ચિત્રાંગદા! ધર્મનાં અમૂલ્ય રત્નો વચ્ચે તમારો વાસ? સંભવી શકે જ નહિ."

"તમે અહીં વાસ કરો પ્રભુ! તમારી સેવાની દુર્લભતાને યોગ્ય મને થવા દો."

"ચિત્રાંગદા! ગણુરાજ પદ્મ પોતાની પ્રતિષ્ઠા ને પવિત્રતાની કિંમત આ રીતે ન જ આપી શકે. પહેલાં મનુષ્યત્વ કેળવો, ધર્મસેવાને યોગ્ય વિદુષી થાઓ. એ ધન્યપલે હું જરૂર તમારો સ્વીકાર કરીશ."

પદ્મ કલ્યાણ ઇચ્છી ખંડબહાર ગયો. પ્રભુનો ચરણસ્પર્શ ચૂમી ચિત્રાંગદા ભોંયે રોતી પડી રહી. દૂર ઊભેલો નાગ દિગ્મૂઢ બની વિધિના તરંગી સંજોગસર્જનનો ખ્યાલ કરી રહ્યો. ખડગ ઉપાડી મ્યાન બંધ કરતાં તે બોલ્યો:

"ચિત્રાંગદા! તારા જેવી શક્તિશાળી સ્ત્રી ધર્મસેવા ખાતર જીવન અર્પે તો જનતાનો દુર્ગ અજીત ને અભેદ્ય બની જાય."

બીજે દિવસે સવારે બૌદ્ધસંઘે ગંગાતટ છોડી પૂર્વ તરફ પ્રયાણ આદર્યું.

*

૭

અને અનેક દિવસો વહી ગયા. ચિત્રાંગદાની મનોદશામાં પણ યુગના અનુભવો વહી ગયા. જીવન પર તિરસ્કાર, ઘૃણા આવી ગયાં. અહિંસા, નિર્વાણ, પદ્મ એ બધાનું રાતદિવસ તે ધ્યાન કરી રહી. સંગીતના સાજ અસ્તવ્યસ્ત વગાડનારની પ્રતિક્ષા કરતા ખંડને ખૂણે પડ્યા હતા. સુવાસની ફોરમો ઊડતી દિવસોથી બંધ થઇ હતી. ન કોઇનો ચિત્રા સત્કાર કરતી કે મળતી. મહાપરિવર્તનમાં તેનું જીવન હર પલે જકડાતું જતું હતું.

આજ કેટલાક દિવસથી તે રોગગ્રસ્ત શૈય્યાવશ પડી હતી. ધન્વતરી જેનું ઔષધ આપતાં શરમાય એવો ભયંકર રોગ તેને લાગુ પડયો હતો. એટલામાં બહારથી વિદેહી આવી કામે વળગી.

"વિદેહી! આખો દિવસ શું સાફસૂફ કર્યા કરે છે? પેલા સાજ વેચી નહિ દીધા? ને જો નાગને કહી આવ, મહાલય

ખરીદનાર કોઇ નહિ મળે તો તેને હું સળગાવી મૂકીશ." બોલતાં બોલતાં ચિત્રા અટકી ને લવવા લાગી.

"પદ્મ....પદ્મ....! નિર્વાણુની જય! મારા ગણુરાજ! મારા પ્રભુ!" આરામ કરો મહાદેવી! ચિત્ત સ્વસ્થ રાખો." આર્દ્રતાથી વિદેહીએ તેનાં વસ્ત્ર સમાર્યાં

"હવે તો મારો આરામ મોત કે પદ્મ! જા....જા....નાગને જલદી કહી આવ. ગણુરાજ પધારે તે પહેલાં મારે વિહાર તૈયાર કરવાનો છે."

વિદેહી હાથમાંનું કામ છોડી નાગને મળવા ચાલી ગઇ.

* * *

**જોતજોતાંમાં** મહાલયની ભસ્મ ઉપર સફેદ સ્ફટિકનો પવિત્ર જ્યોતિ પ્રસારતો બૌદ્ધ વિહાર શોભી રહ્યો. તેના આંગણુામાં, એક ખૂણે, સ્વચ્છ છતાં દરિદ્ર જેવી લાગતી એક સ્ત્રી પડી હતી. આવતા જતા હજારો લોકો વિહાર જોવા ઊભા રહેતા ને બધા જ ફાવે એવી ટીકા કરીને ચાલી જતા. આખો વિહાર એક વિશદ કલા–કલ્પનાથી અલંકૃત હતો, પરંતુ આ સ્ત્રી તો આંગણુાને ખૂણે પડી રહેતી. તેના વસ્ત્રો ફાટેલા ચીંથરા જેવાં હતાં. લોકો તેને જોઇ હસતા. તે દરેકને પૂછતી કે "પદ્મ ગણુરાજનો સંઘ ક્યારે પધારશે?" તિરસ્કારેલા જીવનનું કલંક કોઇ ઘૃણાજનક શોભારૂપે આખે શરીરે પ્રકટી ઊઠયું હતું. લોહી ને પરૂની દુર્ગંધમાં તે કલુષિત જીવન વીતાવી રહી હતી. હજારો જેના મુખદર્શનની કિંમત આપતા, તે કિંમત લઇને પણ તેની સેવા કરવા તત્પર નહોતા.

જે લોકો એના રત્નચુંબનો સ્વિકારવા મરતાં, જેનું સંગીત સાંભળવા શરતે ચઢતા, એ લોકો એને આ અવસ્થામાં ગાંડી ગણી કાઢતાં. નાગ પણ એને ગાંડી કહેતો. કોણ ગાંડું છે એનો વિચાર રાતદિવસ ચિત્રાંગદા કર્યા કરતી. પરંતુ વિચારમાલા તો રોજ ફર્યાંજ કરતી—અનંત ને અસ્ખલિત.

એટલામાં દૂર કોલાહલ થતો સંભળાયો. ને તે વેદના વિસારી ચડપ ઊઠી. આંગણામાં આમતેમ દોડવા લાગી—બેબાકળી ને વિહ્વલ. ગણરાજ પદ્મનો સંઘ અલ્પ સમયમાં વિહાર આગળ આવી પહોંચ્યો. અગ્રભાગે હાથમાં દંડ પકડી પદ્મ પ્રભાવથી ચાલતો દેખાયો. ચિત્રા આનંદમાં નાચી રહી.

"નિર્વાણનો જય! નિર્વાણનો જય!! પદ્મ-પ્રભુનો જય!!'

ચિત્રાએ સત્કારનો નાદ કર્યો.

ને તે વેદનામાં શકિતહીણ થઇ ભોંયે પટકાઇ. પદ્મપ્રભુ પાસે દોડી આવ્યા. ચિત્રાને જોઇ તેને કમકમાં આવી ગયાં.

"પ્રભુ! પ્રભુ! દૂર રહો....હું રોગી છું, મને સ્પર્શ ન કરશો. દૂરથી નિરખવા ને તિરસ્કારવા યોગ્ય બનેલી હું **કલંક-શોભા** છું!"

પદ્મે તેને હાથમાં ઉપાડી–છાતી સરસી ચાંપી;–અત્યંત પ્રેમથી.

"ચિત્રા! જગત જેને તિરસ્કારે એને બૌદ્ધગણ અપનાવે છે. મહાદેવી! આજથી હું તમારી સેવા ને સહચારનો સહર્ષ સ્વીકાર કરું છું."

" મહાપ્રભુ! સ્વીકારો આ વિહાર—ચિત્રાંગદા બુદ્ધભગવાનને સમર્પે છે!" પદ્મ વિહાર તરફ સજલનયને જોઇ રહ્યો.

" આ પલે....ગણુરાજ પદ્મના પાશમાં મોત આવે તો.... આહાહા...." ચિત્રાંગદાએ મોઢું મલકાવ્યું. બુઝાતા દીપકની તેજપ્રભા તેની આંખોમાં ચમકારા મારી રહી.

" ચિત્રાંગદા! કેમ બૌદ્ધસંઘની ભિખ્ખુણી નથી થવું?"

પદ્મના હાથમાં ચિત્રાંગદાનું શબ હતું.

## જીવન સંધ્યા

પદ્મસાગરના અસ્થિર જલમાં વિહાર કરતી સંધ્યા નીરખી એ અનંત તરફ ધસતા પોતાના જીવનમાં રંગ પૂરવા મથતો. સંધ્યાના આગમનને આવકાર આપવા તે હુમેશ પદ્મસાગરના તટ પર આવતો—ને બેસતો એક જ શિલાપર. આકર્ષક શણગાર સંકેલી સંધ્યા રજનીમાં અદૃશ્ય થતી ને તે પણ નિર્જન તટ પરથી અદૃશ્ય થતો, નિયમિત અને વિધિસર.

હા, નિયમિત વિધિસર અને હુમેશ, કોઇ કઢંગી વિચિત્રતાની મૂર્તિ સમો તે નિરંકુશ વાસનાનો વિનાશ કરવા આત્મદમન કરતો હતો. વિચારશીલ જગત તેને નિરર્થક ત્યાગી માનતું: મૂર્ખ ઘેલો અને દંભી, બેદરકાર ને સ્વચ્છંદી, મૂઢ ને બુદ્ધિહીન માનતું. અને એક ગાંડો ભિખારી તો તેને પોતાની જેમ મહાન તત્ત્વજ્ઞાની કહી મશ્કરી કરતા લોકોને ભાષાલાલિત્યના ધીરગંભીર, આવેશવાળા ને અશ્લીલ ટુકડા ઘણીયે વાર સંભળાવતો.

આ રોજનિશીના એકધારા સર્જનમાં આ યુવાને પોતાનું યૌવન વિતાવવા નિશ્ચય કર્યો હોય એમ સ્પષ્ટ દેખાતું. વહી જતું

યૌવન અને વેડફાઇ જતા પોતાના જીવનની સમીક્ષા કરવાની તેને પુરસદ નહોતી. નિષ્કર્મ દારિદ્રયમાં તરબોળ ને આત્મવિસ્મૃત તે કલાકોના કલાકો શિલાપર બેસતો ને સંધ્યાનું શણુગાર સજ્જ નૃત્ય અવલોકતો. શિશિરની સંધ્યા હૃદયની કોઇ અધૂરી આશાઓનું સ્મરણુ કરાવી તેને ઉષ્મા આપતી; ગ્રીષ્મની સંધ્યા નીરસતા પીરસી તેને આસન શિલા માફક જડ ને નિરાધાર બનાવતી; વસંતની સંધ્યા તેનાં ઊંડાં પેસી ગયેલાં નયનમાં કાવ્યમયતા જન્માવતી; અને મેઘાચ્છાદિત–જલગર્ભ ધારણુ કરી આવેલી ઘોર ને વિરાટ સંધ્યા તેની ઉરવ્યથા વધારી તેને દુઃખી દુઃખી કરી મૂકતી.

આમ ને આમ દિવસો, મહિનાઓ અને વર્ષો પસાર થવા લાગ્યાં.

સૃષ્ટિસર્જનમાં આ માનવવિચિત્રતા કઇ પળે ઘડાઇ હશે એ કહેવું કઠણુ છે, છતાં સ્મૃતિપટ પર આ અદ્‌ભુત મૂર્તિ, પોતાના લાક્ષણિક ભાવ સમેત, જોતાં જ અંકિત થઇ જતી. ગંભીરતામાં પૂજ્ય દેખાતું તેનું મુખમંડલ વિદ્વતાને છુપાવી રાખવા મથતાં નિસ્તેજ છતાં પ્રભાવશાલી નયનો, વ્યક્તિત્વની નિરંકુશતાનો ખ્યાલ આપતા વિખરાયલા વાળ અને છુપાવી રાખેલા આત્માના કોઇ અપૂર્વ ઓજસ્‌નો ભાર સહેતી કૃષ–રૂપ ગુમાવતી જતી તેની દેહલતા : આ બધાં તેની અસ્મિતાના માત્ર અવશેષ શણુગાર હતાં.

આજે પણુ વીસરાઇ જતી તેની જીવનકથાનાં કેટલાંક સચવાઇ રહેલાં પાનાંઓ સ્પષ્ટ કરે છે કે યૌવનના આરંભમાં

વિદ્યાવિશારદની પદવી પ્રાપ્ત કરવા તે પંડિત ને પાદરી, મૌલવી ને ભિખ્ખુની સાથે ઘણી યે વાર વાદવિવાદમાં ઊતરતો અને કોઇ અપૂર્વ સિદ્ધાંતવાદની મીમાંસા કરી કરાવી, ભવિષ્યમાં પોતે મહાપ્રતાપી થશે એવી પ્રશંસા ભરી કલ્પનામાં ઘણાને હડસેલી દેતો છતાં....

૨

છતાં.......

આજે તેના જીવનની અવધિ હતી.

મનોરમ, સંધ્યા જાદુભરી આવી અને એકાએક અદૃશ્ય થઇ ગઈ! જીવનમાં આવી સંધ્યા તેણે પહેલી જ વાર જોઇ હતી. અપાર્થિવ, દિવ્ય લાગતી વિવિધરંગી કલાદર્શન કરાવતી રુમઝુમ તે આવી અને તેના હૃદયમાં તોફાન જગાવતી ગઇ. આજે તે શા માટે આટલી ત્વરાથી પોતાની માયા સંકેલી ચાલી ગઇ?

શા માટે?

શા માટે??

સંધ્યાઘેલી એની આંખો આકાશના ઊંડાણમાં કોઇ અગમ્ય પ્રશ્નનો ઉત્તર શોધવા લાગી. દુઃખની અંધારી ફરી વળે એમ એમ સંધ્યાની સુંદર દેહકલા પર ઘેરાં વાદળોનું જૂથ જામતું તેણે જોયું. એકાએક તે ઝબકયો; આસપાસ નજર કરી. પર્વ ઊજવવા નીકળી પડેલો સમાજ વિલાસી ને ક્ષુલ્લક આનંદો મેળવવા તટ ગજવી તેની આંતરવેદનાની અક્ષમ્ય મશ્કરી કરતો હતો. સામે જલતરંગો તેને હસતાં હતાં.

તેનું શાંત ગાંભીર્ય—એકલતામાં વધુ તેજસ્વી ને પ્રતાપી લાગતું ગાંભીર્ય—ઘવાયું; ને તેની આંખોમાંથી તણખા ઝર્યા. દાંત કચકચાવી તે શિલાપરથી ઊઠયો, હાથની મુઠ્ઠી ઉગામી; કંઈક બબડયો; પવનનો એક તીવ્ર સુસવાટો વાયો; ને તેના ઉરની અનુપમ ભાવનાએ જલતરંગોના નૃત્યગુંજન સાથે અદભુત બુદ્ધિવાદ આરંભ્યો.

'હસો, હસાય એટલું હસો! તમે મારી જેમ પ્રકૃતિના ગુલામ જ છો! જગતને તમે જ સ્વછંદી નિરંકુશ થતાં શીખવ્યું છે. મસ્તીખોર, અસ્થિર અને બુદ્ધિહીન!'

બૂમ મારીને તે પ્રણય કરતા જલતરંગો તરફ ધસ્યો—ને અથડાઈ પડયો લગભગ ભગવાં ઉપવસ્ત્રમાં સજ્જ એક તેજસ્વી વ્યક્તિ સામે ઊભેલી તેણે જોઈ. અસહ્ય થઈ પડે એવી એક શાંત વિપલ વહી ગઈ ને તે પ્રજ્જવલી ઉઠયો.

'જગતથી કંટાળી તમે તેનો ત્યાગ કર્યો અને હવે પાછા તેનેજ તમે ઉપદેશ દેવા નીકળ્યા છો, નહિ? મારૂં માનો તો આ નિષ્ઠુર, અર્ધદગ્ધ ને અસ્થિર જલતરંગોને ઉપદેશો.'

પાછી થોડી શાંત પળો વહી ગઈ, ને તે ભભૂકી ઉઠયો.

'તમારી માફક હું ત્યાગી નથી—વિરાગી નથી. આ બધાં મગતરામાંનો હું એક છું. છતાં એ બધાથી અલિપ્ત—જુદો વસું છું, એમને મન હું જીવતો નથી, મારે મન એ માત્ર મરવાને બહાને જીવી રહ્યાં હોય એમ લાગે છે. તમે પણ આ

ભગવું ધારણ કરી ખરેખર એ બધાના જીવ્યા પર જીવી રહ્યા લાગો છો!

એટલામાં તટવાસી પેલા ગાંડા ભિખારીનું કારમું કકળાટ- ભર્યું હાસ્ય વાતાવરણમાં ગાજી રહ્યું. એકાએક તે ભગવાં વસ્ત્રધારી સ્વામી પાસે ધસી આવ્યો.

'નમસ્કાર, સ્વામી! આજે ખરેખર તમારૂં પાણી ઊત- રવાનું, જુઓ, જુઓ? ઉપર પાણી....નીચે પાણી........બધે પાણી! સ્વામીજી, મારો આ તત્ત્વજ્ઞાની પંડિત આજે તમારૂં પાણી....પાણી....હા....હા....હા!

ભયંકર હાસ્યની છોળ ઉડાડતો ભિખારી પદ્મસાગર તરફ દોડયો ને ઉત્સવ ઘેલા સમાજની બેદરકારી વચ્ચે વિષમ જીવ- નનો અંત આણવા તે નૃત્ય કરતા જલતરંગો નીચે અદૃશ્ય થઇ ગયો.

'કીશ! કીશૂ!' યુવકે ગગનભેદી ચીસ નાખી. સ્વા- મીએ જોયું કે એમાં કારૂણ્યની સીમા નહોતી કેવળ સંગીન ભ્રાતૃભાવનો આર્તનાદ હતો.

'સ્વામીજી, મને છોડો, જવાદો, એનો પંથ એ જ મારો પંથ.'

'નહિ, તારો પંથ એ નથી. ભાઇ! હવેથી મારો પંથ એ જ તારો પંથ.'

'અનંત દુઃખને છેડે જીવનનો અંત આવો હોય તો, સ્વામી. મને તમારો પંથ અસ્વિકાર્ય છે. હું પણ મૃત્યથી ડર્યો

વિના એની જેમ હસતાં હસતાં અનંતમાં જવા ઇચ્છું. કલુ-ષિત જગતના જીવ્યા જીવાડયા પર હું જીવવા માંગતો નથી.'

'જીવનમરણ એ તારા હાથની વાત નથી, ભાઇ! મારી સાથે ચાલ; મૃત્યુની અનંત શાંતિ કરતાં જીવનની અપૂર્વ સાર્થકતા તને હું અપાવીશ.'

'સાર્થકતા! સ્વામીજી, કંગાલ જગત પાસે ભીખ માગી છેવટે કીશૂએ જીવન સાર્થક કરી લીધું. ગુલામીની મેખલાએ કેટલી હિંમતથી તેણે તોડી. ખરેખર, જીવન કરતાં મૃત્યુમાં જ મને તો ખરૂં સુખ દેખાય છે, નરી સાર્થકતા દેખાય.'

સાંભળનારની આંખો જલપૂર્ણ બની ગઇ. તેમાં અમી-ભર્યું સૌજન્ય દીપી રહ્યું.

'જીવન અને મૃત્યુ, સુખ અને દુખ, અને સાર્થકતા એ પ્રશ્નોનો નિર્ણય આપણે નિરાંતે કરીશું. પરંતુ આ વિકલતા, ઉન્માદ ને અસ્વસ્થતા ને ઘેલછા........'

'એ બધાં જ લક્ષણો મારા આ જીવનની ચિરાર્જિત શોભા છે.' યુવક વચમાં જ કંટાળીને બોલી ઉઠયો. 'જગતની માફક તમે પણ મને કીશૂ જેવો ધારી હસો છો. પરંતુ સ્વામીજી, હું ઘેલો નથી. મારી દયા ખાવાની કાંઇ જ જરૂર નથી. પદ્મા-સાગરમાં હું આપઘાત કરવા જવાનો નથી. મારો આપઘાત તો કયારનો ય થઇ ચૂકયો છે.'

સ્વામીનાં નયનમાં તેજ પ્રગટયું. ખરાબે ચડી ગયેલા આશાવિહીન જીવનની સજીવ મૂર્તિ સમા આ યુવકને નીરખીને

પલવાર સ્વામીને પોતાના ભૂતકાળનું સ્મરણ થઇ આવ્યું. માયાના રંગથી શોભતી જગતની ઇદ્રજાળમાં સપડાઇ બિચારો મીઠી વેદનાઓ સહન કરતો લાગ્યો.

'ભાઇ, હું પણ એક વખત તારી જેમ જ દુઃખી ઊન્માદી પ્રમત્ત હતો. મને કહીશ, તું કોણ છે? તારૂં નામ શું?'

'હું....હું....કંદર્પ! કોઇ જ મને ઓળખવા સમજવા માગતું નથી. મને ઓળખી તમે શું કરશો? હું તો અન્તરંગી છું. જગત આનંદ કરે છે ત્યારે હું રુદન કરૂં છું. જગત રુદન કરે છે ત્યારે હું હસું છું. જગત જેને નથી પારખી શકતું તેનાં રોજ રોજ દર્શન કરી અવશેષ જીવન વિતાવી રહ્યો છું. અરે, પણ એ બધું તમને કહ્યે શો લાભ!'

'કંદર્પ, પંડિત ગોપનું નામ સાંભળ્યું છે?'

'હા, કેમ?'

'હું પોતે જ પંડિત ગોપ. મારી સાથે આશ્રમે આવીશ?'

'મારા જેવા કંગાળ ઢોરને આશ્રમે લઇ જઇ શું કરશો, પંડિતજી?

'તારા હાથે મારે મારૂં પાણી ઉતરાવવું છે....કીશની છેલ્લી અભ્યર્થના વિસરી ગયો?

૩

આર્ય અનાર્યના સંગ્રામકાલથી માંડીને તે પરિવર્તન પામી અસ્થિર ને અસ્વસ્થ થઇ રહેલી આજની માનવતાએ ઘડેલી અનેક સંસ્થાઓમાંની એક સંસ્થા આશ્રમ છે. અર્વાચીન પાઠશાળા કે

વિદ્યાપીઠનું પ્રાચીન સ્વરૂપ આશ્રમ છે. સ્વરૂપોના પરસ્પર રૂપ-રંગ, બંધારણ, ધ્યેય ને નિયમન વચ્ચે વિરાટ તફાવત સ્પષ્ટ છે; છતાં એકથી કંટાળેલી માનવતા બીજાને જરૂર શોધે છે.

જગતનું પરિભ્રમણ કરી પાછા ફરેલાં કોઈ એક વિદ્યા-વિશારદે કહ્યું કે આજની વિદ્યાપીઠો વિદ્યા-કલાના છાપ મારેલા હિસ્સા વહેંચતી માત્ર યંત્રવત સંસ્થાઓ છે વિદ્યાપતિ મંડળના કોઈ વિલક્ષણ ધ્યેયને રિઝવનાર પ્રશ્નોત્તરીની સફલતા ઉપર જ પદવીદાનનો વ્યાપાર આ સંસ્થાઓ ચલાવે છે. અને પરિણામની કરૂણ કાવ્યમયતામાં આપઘાત, બેકારી, મૃત્યુ ન્હાતાં જીવન, નિર્માલ્ય કંગાલિયતનાં માત્ર સૂરો જ સંભળાય છે. છતાં કોઈ તે સાંભળવાની દરકાર કરતું નથી.

ઇશ્વરે ઘડેલાં માનવ પૂતળામાં સરસ્વતિનો પૂનિત પ્રસાદ ભરી એના ઉપર માપ આંકતી પદવીની મ્હોર મારી આ સંસ્થાઓ દર વર્ષે કર્માર્થીઓને જગતની કર્મવાટીકાઓમાં છોડી મુકે છે; જીવન સંગ્રામમાં તેઓ ઝંપલાવે છે, હારે છે, જીતે છે; ઘણી વાર હારે છે અને દિગ્મૂઢ બની બાપડા વિચારે છે કે પદવી પુરસ્કાર સ્વિકાર્યા બાદ સંગ્રામ સૈનિક થવા જેટલું પોતાનામાં નથી જોમ કે નથી હિસ્સો !

—શા માટે ?

બુદ્ધિશૂન્યને જડ-લગભગ વિદ્યા વિહીન-છતાં પ્રકૃતિને ખોળે બેસી રીઢી થયેલી અનેક શક્તિશાળી મૂર્તિઓ વિજયવંત બની આગળ ધસતી રહે છે. કૌશલ્ય ને સંપત્તિ વશ કરે છે અને લક્ષ્મીવશ જગતમાં શ્રીમંતોને સુલભ એવી કીર્તિ કમાઈ

છાપ મારેલા પદવીધરોની કંગાલિયત હાર્દિક ને શારીરિક—પર તિરસ્કાર ભર્યો બુદ્ધિવાદ પાથરે છે. વિનિમયવાદ નિઃસંદેહ સરસ્વતિની પવિત્રતા પર અર્વાચિન જગતનું એક કલંક છે. છાપ મારેલી વિદ્યા મુમુક્ષુના જીવનમાં પ્રતાપી રંગો પૂરવા ઘણીએ વાર અસમર્થ નિવડે છે. તેની સાર્થકતા ક્ષુલ્લક, દુર્લક્ષ-ભરી, સ્થૂલ ને અસ્પષ્ટ હોય છે. તેની પાછળ કંઇ રૂદનો, બંડખોરીને વિદ્રોહના સંમિશ્રિત સૂરો સંભળાય છે; અને ખરેખર, જેને નથી પરવા સાંભળવાની એ સૂરો, એજ હિંમતથી જીવન સંગ્રામ ખેડી શકે છે. પ્રભાતના રંગ અને સંધ્યાની સોનેરી જ્યોતિ જીવનમાં ભરે છે. કલ્યાણનું સત્વ, અને સૌજન્ય ભરી સહૃદયતા કુટુંબ, સમાજ ને માનવતામાં પાથરે છે, અને વિસ્મય પામતું જગત જોઇ રહે છે, કે અર્વાચીન વિદ્યામંદિરોનાં વિદ્યા શિક્ષણે—જીવનનાં યૌવનને નિઃસત્વ, નિસ્તેજ, ધૈર્ય ને સહિષ્ણુતા વિહીન, ઉતાવળું ને ઉન્માદી, બુદ્ધિવાદી હોવા છતાં વર્ચસ્વ વિનાનું—કેવળ કઢંગુ કરી મૂકે છે.

શા માટે? શા માટે?

૪

અર્વાચીન વિદ્યાપીઠ જેવી સંસ્થાએ અર્પણ કરેલી એમ. એ. ની પદવી ધારણ કરી, દુર્લભ એવું ઉચ્ચ તત્વજ્ઞાનનું મોઘું બિરુદ ભોગવતા પ્રૉફેસર રામપ્રસાદ ગોપને આ ‘શા માટે?’ પ્રશ્ને કદી મુંઝવ્યા નહોતા. નિયત કરેલો અભ્યાસક્રમ વિદ્યાર્થીઓના મગજમાં બને તેટલા પ્રયાસથી ઠસાવવામાં ગોપ પોતાનું જીવન સાર્થક થતું હંમેશ જોતા, અને તેમની સાથે થતી

વાદવિવાદની પરંપરામાં પ્રાચીન ઋષિમુનિઓના વિદ્યાદાનની પરમાર્થી તેજસ્વિતા જોઇ તે સગર્વ રાચતા. મહાનુભાવ ગોપની દુનિયા શાળાના ચાર ખૂણા વચ્ચે સમાઇ જતી તેમનાં હૃદય, પરમાર્થ, જીવનચર્યા, ને બુદ્ધિવાદની વિશદ કલ્પનાઓ કેળવણી લેવા છતાં ઘોંઘાટીઆ, તોફાની, બેદરકાર ને બંડખોર બનેલા વિદ્યાર્થીઓ આસપાસ વિંટળાય ગઇ હતી.

કેટલા વિશાળ જગતમાં વસનાર પ્રતાપી મનુષ્ય, કેટલા સૂક્ષ્મ સ્થળબિંદુને પોતાની સૃષ્ટિ માની લે છે? અસાધ્ય ક્ષિતિજ પર લંબાવેલી તેની દૃષ્ટિ થાકે છે ત્યારે કર્મકલાંત જેવો તે પોતાને સ્પર્શી રહેલા આસપાસમાં કેટલી અચલ શ્રદ્ધાથી જીવન પરોવી દે છે?

શા માટે? શા માટે?

આજ સુધી આ પ્રશ્નની વિટંબનામાં પ્રોફેસર એકેવાર આવી પડ્યા નહોતા. એમ જ કહોને કે આ પ્રશ્નની સમક્ષ ઉભા રહેવાનો પ્રસંગ જ એમને પ્રાપ્ત થયો નહોતો.

અને અધુરામાં પુરૂં બી. એ. વર્ગમાં હમણાં જ પ્રવેશેલી તેમની પુત્રી મીસ નિરંજના પણ આ પ્રશ્નને બેદરકાર હાસ્યથી કે સંગીન તિરસ્કાર ઉડાવી દેવામાં પોતાનો બુદ્ધિવાદ સિદ્ધ કરતી. બાપના ગુણ દિકરીમાં ઉતરેલા સ્પષ્ટ દેખાતા.

*　　*　　*

અને એક દિવસ શાળાના પ્રધાન પ્રમુખ હોલમાં........ અર્વાચીન બુદ્ધિવાદના એક વિષય પર પ્રોફેસરનો બુલંદ અવાજ

ગાજી રહ્યો. અનેક વિદ્યાર્થીઓ વિખ્યાત 'ગોપ લેકચર્સ' સાંભળવા તક કદી જવા દેતા નહીં. આજે આખો ઓરડો ચિક્કાર હતો. ડૉ. નિકલસન, પ્રોફેસર વાઇલી, લેકચરર્સ હેમ્ટન, ચેગ અને સુબેદાર, રેવરંડ ઓકોનર અને રેંગ્લર ત્રિવેદી શ્રોતાગણનું નેતૃત્વ એક ચિત્તે જાળવી રહ્યા હતા. મીસ નિરંજના, મીસ પીરોજા, અને મીસ એલોસનું રંગબેરંગી સૌંદર્ય કેટલાક ટીખળી શ્રોતાઓને અવારનવાર બેધ્યાન કરી રહ્યું હતું અને વિનોદ શોધતા શોખીન યુવાનોની મજાકો વિદ્યાપતિઓની ડારતી નજરને લીધે સીમાબદ્ધ થઇ રહેતી, કંઇક રમણિય અણુગમાથી.

જોતજોતામાં પ્રોફેસરનાં વિદ્વતા અને બુદ્ધિવાદ કસોટીને શિખરે ચઢયાં. સ્પષ્ટ સમીક્ષા કરી રહેલું એમનું ભાષા લાલિત્ય, જૂસ્સાદારને વેગવન્તા તેમનાં વાકયો, અને અદ્‌ભૂત શબ્દોથી ભરેલી વાણીધારા—એક સંગીન વકતૃત્વમાં આખા સભાગૃહમાં પ્રસરી રહ્યાં. તાત્વિક દૃષ્ટિયે ગોપ વિષયની ગૂઢ મિમાંસા કરી રહ્યા હતા; અને ધારવા કરતાં તેનાં અગમ્ય અને ઊંડા થરોને તે સ્પર્શતા જતા હતા. .અદ્‌ભૂત આપાર્થિવ જેથી લાગણી–સૃષ્ટિમાં ગોપ ઉડ્ડયન કરતા હોય એમ લાગતું હતું.

એટલામાં બુદ્ધિવાદનો વિસંવાદ એમણે આરંભ્યો.

'જગતમાં મૂર્ખતા ન હોત, કેળવાયલી રસિકતામાં સૌજન્યનો અભાવ ન હોત, તો મહાકલાકારની ઘડેલી આ સૃષ્ટિ અને માનવબુદ્ધિએ સર્જેલી નાનીમોટી દુનિયાઓ ખરેખર સમૃદ્ધિશીલ હોત. પરંતુ તેમ નથી. જ્યાં જઓ ત્યાં અનંત અશાંતિ, અસ્થિરતા, સંગ્રામ ને વિધ્વંસ ઉછળે છે. આ લાક્ષ-

ણિક કર્મદોષ માનવતામાં સૃષ્ટિ જૂના કાલથી છે–અને રહે-વાની. વાદ ને પ્રતિવાદ, સંગ્રામ ને વિરામ, બલ અને પ્રતિ-બલ, અમૃત ને વિષ પરસ્પર સાર્વભૌમત્વ શોધે છે. પોતાના ધ્યેયની ખાતર અને સ્વામિત્વની સિદ્ધિની ખાતર, છતાં આ બધાનો અંત શું ?

વૈજ્ઞાનિક સત્ય–સિદ્ધિની પરંપરા,

વાકય પુરૂં થતાં તાળીઓના ગડગડાટ ગાજી રહ્યા. કેવલ એક જ યુવક મૂઢ જેવો કંઇ ન સમજ્યો હોય એથી કે વિરાટ ગુંચ તેના મનોરાજ્યમાં ખૂંચી હોય એથી–ઉત્સાહ દર્શનમાં ભાગ લીધા વિના જ બેસી રહ્યો, ગોપે આવેશની સમૃદ્ધિ ખાલી કરતાં બીજાં સુત્રો આરંભ્યાં.

'માનો એક જડ કે ચેતન વસ્તુ સૌન્દર્યનું અપૂર્વ રસ-દર્શન કરાવતી જગતની સમૃદ્ધિ વચ્ચે આપણી દ્રષ્ટિને મુગ્ધ કરી રહી છે—આકર્ષી રહી છે. તેની ભોગ પ્રાપ્તી અર્થ આપણે ઘેલાંતૂર ગાંડા જેવા બની જઇએ રસાકસીએ ચઢીએ છીએ બુદ્ધિવાદની સાથે જડવાદ યુદ્ધે ચઢે છે. બલ અને નિર્બલતાનાં ઘર્ષણ મંડાય છે, અને સૌન્દર્ય આસપાસ વિનાશ અને વિટં-બના પથરાય છે અને વિજયવંત ગર્વભરી દ્રષ્ટિ એ અજીત સૌંદર્ય તરફ સ્વામિત્વના હકકથી લંબાવે છે. ત્યાં જ તે જીતાઈ ગયેલું માલમ પડે છે....ત્યારે....???"

'વિજય પ્રાપ્તિની ધૂનમાં ઘેલા બનેલા ગાંડા બની જાય છે; આત્મઘાત કરે છે, સૌંદર્યનો લય કરવા તત્પર થાય છે–થઇ ચૂકેલા એનાં સ્વામિને વિનાશ પંથે દોરી જવા જાળ

પાથરે છે, કંઇ પાપ અને વિષમતાએ પ્રસરે છે. આંખો ઠારનાર આ સૌંદર્યસમૃદ્ધિ કેટલાના જીવનને મારે છે, કેટલાના જીવન ખરાબે ચઢાવે છે. મસ્તીભર્યા યૌવનમાં નિર્મલ કોડભરી બાલિશતા બદલે ક્રૂર દમનને વૈરાગ્ય છાયા પ્રથરાય છે. જીવનના પ્રભાતમાંજ રાત્રીના અંધકારને ઘસડી આણુતી સંધ્યા પ્રકટે છે અને મૃત્યુની ભયંકરતા દર્શી કદમ દૂરથી વિષમ દર્શન કરાવે છે. આ પરિણામ માનવતાનું ડહાપણ છે કે બીજું કોઇ? બેવકુફાઇ છે કે બીજું કાંઇ? નિર્બળતા છે કે બીજું કાંઇ? હું એમ પૂછું છું કે સૌંદર્ય જગત પાસે આટલી કિમંત માગે છે એ શા માટે? અને કિમ્મત માગે છે તો એ કિમ્મત કોણ નકકી કરી શકે? માનવતા કે સૌંદર્ય? ભોકતા કે ભોગ્ય—કે સૌંદર્યનો સ્વામિ!!! એક તત્વવેત્તા કહે છે કે સૌન્દર્યના વિનાશમાંજ જીવનની પવિત્ર સાધનાનું માર્ગદર્શન છે. જીવનને ભક્ષે એ સૌંદર્યનો વિધ્વંસ એજ જગતની શાંતિ.”

ગોપનો બુલંદ અવાજ છેલ્લું વાકય બોલતાં ફરી ગાજ્યો.

‘....એજ જગતની શાંતિ! પરંતુ........’

‘પરંતુ હું એમ કહું છું કે સૌંદર્યની પૂજા એજ જગતની શાંતિ!!’

‘Hear! Hear! That's right! Excelent! Well said!!’

અનેક શ્રોતાઓ ગર્જી ઊઠ્યા, કેટલાકે યુવતીમંડળ તરફ મસ્તીભરી નજર ફેંકી અને ખાસ કરીને મીસ નિરંજનાના મુખસૌંદર્ય પર લાલ સુરખી સપષ્ટ ચમકી ઊઠી. બિચારૂં યુવતીમંડળ

શરમના શેરડા અનુભવતું કચવાવા લાગ્યું ને પાછલી હારમાં બેઠેલા શ્રોતાઓ ધ્યાનચ્યુત થઇ તાળીના ગડગડાટથી મજાકી રસિકતા ફેલાવવા મંડી પડયા.

એટલામાં 'Silence' ની એક ગર્જના સભાગૃહને છેડેથી આવી. સૌ ચમક્યાં; પળમાં પેલો શાંત ધૈર્ય સેવતો યુવાન સભાપતિનાં આસન તરફ ધસી આવ્યો. સિનિયર બી. એ. વર્ગના આશાભર્યાં યુવકને ગોપ સત્કારવા થોભ્યો ત્યાંજ તે બોલ્યો.

'Stay, Mr. Gop!' અને મીસ નિરંજના તરફ દ્રષ્ટિ-તીર ફેંકી ઉમેર્યું:

'Ladies and gentleman! સૌંદર્યની પૂજા એ જ જગતની શાંતિ હોય તો–હું સૌંદર્યનો પૂજારી છું–અનેકની જેમ; છતાં નથી મારા ચિત્તમાં શાંતિ કે ચેન, જે સૌંદર્યના સ્વામી પ્રોફેસર ગોપ છે એ સૌંદર્યનો હું વર્ષોજૂનો પુજારી છું–શ્રદ્ધા કોડભર્યો; છતાં આશાવિહીન.

'જ્યારથી એ સૌંદર્ય જોયું છે ત્યારથી મેં મારૂં હૃદય ગુમાવ્યું છે. દેહનું જોમ અને માનસિક સ્થિરતા ખોયાં છે. એ સૌન્દર્યની આસપાસ આજે સંગ્રામના મોરચા મંડાઇ ગયા છે. કોણ એ સૌન્દર્યને જીતશે? કોણ એનો સ્વામી થશે? કોણ એની કિંમત આપશે? હું મી. ગોપને છેલ્લા સૂત્રની ફરી યાદ આપી કહું છું કે સૌન્દર્યની પૂજા એ જ જગતની શાંતિ સિદ્ધ સત્ય હોય તો એમની પુત્રી મીસ નિરંજના આપણા સમાજનું મનોહર સૌંદર્ય છે જેનો હું એક નાચીઝ પુજારી છું!'

હિયર, હિયરની વિરાટ ગર્જના આખા ઓરડામાં સાગરના એક મોજા માફક ફરી વળી.

'મી. કંદર્પ! will you please resume your seat? સભાપતિ રેવરંડ ઓકોનોરે માંડ માંડ ગુસ્સો રોકી આજ્ઞાસૂત્ર ઉચ્ચાર્યું.

'No! No! let him-let him continue! Let him go on; Please! પાછલી હારમાંથી કેટલીક માગણીઓ આવી.

હૃદય ગુમાવતા પ્રોફેસર ગોપે હિંમત એકઠી કરી; પલભર નીડરતાની મૂર્તિ સમા આ યુવાન શિદ્ધાંતવાદીને તે જોઇ રહ્યા અને સભાપતિ તરફ ફર્યા:

'Reverend Sir! Please let him have his say......'

'Thank you, Sir!' કંદર્પ મીઠું હસ્યો ને ભોંયમાં સમાઇ જવા ઇચ્છતી મીસ નિરંજના તરફ સ્મિત કરી સભાપતિની રજા માટે તે પહેલાં આગળ વધ્યો.

'હું મીસ નિરંજના દેવી સમા સૌંદર્યનો પુંજારી છું અનેકમાંની એક છતાં આ અનેકમાંના એકેમાં આજે શાંતિ નથી? કારણ કે અમારામાં કોઇજ એ સૌંદર્યની કિંમત આપી શકતો નથી. અનેકનાં દ્રષ્ટિઆમંત્રણ ને સહગમનની વાંચ્છના, પાર્થિવ સામગ્રીભર્યો કીમતી પુરસ્કાર એમણે પાછાં ઠેલી અમારા હૃદયની શ્રદ્ધા, ને આશા કરમાવા દીધાં છે. પૂજનીય પ્રોફેસર ગોપનો સિદ્ધાંતવાદ અવશ્ય પૂજનીય, પ્રતાપી ને ઓજસ્ ભર્યો છે. છતાં એટલું કહેવાની તો હું રજા લઇશ કે જગતની શાંતિ જ

સૌંદર્યને ચિરંજીવ અને અમર રાખે છે–રાખી શકે છે. અને એટલા ખાતર પ્રોફેસરનો સિધ્ધાંતવાદ માગે એવી કોઇ કિંમત નિરંજના દેવીના સૌંદર્યની કોણ આંકી શકશે? પાર્થિવ કરતાં અપાર્થિવ અને દૈહિક કરતાં આત્મીક પૂજા પીરસનાર વીરલની દેવી કિંમત જ એમનો સિધ્ધાંતવાદ સજીવ રાખી શકશે, નહિ સભાગૃહમાં ઘડેલો બીચારો સિધ્ધાંતવાદ ઘડી પછી થનારા શૂન્ય સભાગૃહની માત્ર મિનીટબુકના પાનામાં નિરર્થક સમાઇ જવાનો.'

'Are you pleading your suit, Mr. Kandarp ?,

'Well, in a way, yes ! May I assure your reverence that the same is based on the Platonic Doctrine of Professor Gop.'

કેટલાક હસી પડયા. નિરંજનાનું મહામહેનતે જાળવેલું ધૈર્ય સરી પડયું. ટેબલ પર હાથની મુક્કી મારી તે ઊભી થઇ ગર્જી ઊઠી.

'Oh, this if preposterous, shameful ! મી. કંદર્પ! સૌંદર્યની કિંમત ઘણીવાર માનવી આપી શકે એવી નથી હોતી અને તેમાં ય મારૂં સૌંદર્ય તમારા જેવાની કિમત પર........ Heavens forbid !'

ખુરશી બાજુએ હડસેલી તિરસ્કારના તણખા વેરી મીસ નિરંજના સભાગૃહ છોડી ચાલી ગઇ. સિદ્ધાંતવાદી ગોપને પોતાનો આદર્શવાદ આજે પહેલી જ વાર દુઃખદ લાગ્યો.

૫

અને દુઃખદ નીવડેલા એ પ્રો. ગોપના સ્મરણીય ભાષણ પછી એમની કૉલેજસૃષ્ટિ વિષમ થઇ ગઇ.

નિરંજના અને કંદર્પના નામો જેને ને તેને મોઢે ચવાઇ રહ્યાં. લાલસાને નામે સૌંદર્યપૂજા, આદર્શવાદને ખાતર શંકાશીલ સહચાર, ભક્તિને નામે તૃપ્તિની સ્પષ્ટ વાંછના કંદર્પના પ્રોફેસરો ને શિક્ષકસમૂહ, વિદ્યાર્થીઓ ને સમાજ, સોસાયટીઓ ને છાપામાં, ચર્ચાવા લાગ્યાં. મીસ નિરંજનાની માફી માગવા તત્પર થયેલો છતાં આદર્શવાદ ખાતર પોતાનાં સિદ્ધાંતસૂત્રોને નિશ્ચલતાથી વળગી રહેનાર કંદર્પ વિદ્યાપીઠના સરંજામથી ઘવાયો—પાઠશાળાના અભ્યાસીપદથી ચ્યુત કરવામાં આવ્યો. પ્રોફેસર ગોપ એને બચાવવા વ્યર્થ મહેનત કરી છૂટયા, છતાં ઊગતી જુવાનીમાં એનાં વિદ્યાર્થી જીવનનો ઘાત થતો અટકાવી શકયા નહિ.

પદભ્રષ્ટ માનવી અવશેષ જીવન, મરણ સન્મુખ ઊભેલું જોવા હંમેશ તલસે છે. જગતની નજરે જીવતો હોવા છતાં મૃત્યુ સમી ચેતનવિહીનતામાં હર પળે તે લપાતો જાય છે. ભાવનાના ઓજસમાં સ્નાન કરતું તેનું જીવન વિષમતાના વેશ પહેરી દિલ અને દેહનાં અવસાનની પ્રતિક્ષા ભક્તિપૂર્વક કરે છે. અને અપ્રાપ્યને ખાતર ઘેલછાભર્યું દમન કે ધીરગંભીર વૈરાગ્ય આદરી ભાવના—આદર્શો ને સિદ્ધાંતો કચરતો જાય છે. કંદર્પનું જીવન આવું થઇ ગયું. તે જીવતો નહોતો—મૃતપ્રાય થઇ ગયો હતો. ભસ્મ—સુપ્ત યૌવનમાં પ્રભાતનો વિવિધરંગી રસદર્શનને

અદલે સંધ્યાનું અલ્પજીવી આકર્ષણ જ કેવલ તેને જીવાડી રહ્યું હતું. આદર્શભર્યા સિદ્ધાંતો તડપતા હૃદયના થર નીચે સમાઇ ગયા હતા, અને ઘેલછાભરી શૂન્યતામાં જીવનને તે વેડફી નાખવા મથતો હતો. વિનાશપંથે ચઢેલી તેની બુદ્ધિમત્તા ને અનંત શાંતિ શોધતી તેની એક માત્ર વાંછનામાંથી તેને મુક્તિ અપાવવા ગોપે છેલ્લો પ્રયાસ કર્યો....ને તે નાસી છૂટયો. વિદ્વત્તાનાં કીર્તિમંદિર સર્જી શકનારની મહદ્ શક્તિ એક પામર યુવકના જીવનમંદિરની અકાલે ને આકાસ્મક ઉદ્ભવેલી જીર્ણતા સમારી શકી નહિ.

અને દિવસો વીતવા લાગ્યા.

નિરંજનાદેવી બી. એ. પાસ થઇ ને કોઇ એક ધનાઢ્યની સંગીન ને મોહક કિંમતે એનાં સૌંદર્ય ને સહચાર ખરીદાયાં. પુત્રીની સાથે બાપે પણ કૉલેજની એક વખત મનોરમ લાગતી સૃષ્ટિનો હમેશ માટે ત્યાગ કર્યો. પ્રાપ્ત કરેલી વિદ્વતા ને કેળવેલો સિદ્ધાંતવાદ તેમને નિરર્થક ને કલુષિત લાગ્યાં. સાત્ત્વિક ભાવના ભક્તિ–ધર્મની નિર્મળતા, ને સમદૃષ્ટિ ભરી અસ્મિતા–વિનાશપંથે લઇ જાય એવી વિદ્વત્તા વડે કેળવવું ને કેળવાવું પાપકર્મ લાગ્યું. પુત્રી પતિના રાગી સહચારમાં પ્રવેશી અને રામપ્રસાદ ગોપ સેવાક્ષેત્રના વિરાગી સહચારમાં પ્રવેશ્યા.

જોતજોતામાં પદ્મસાગરના નિર્મલ જળપટમાં પંડિત ગોપનો આશ્રમ સ્વચ્છ અને પૂજનીયતાની નિષ્કલંક મૂર્તિ સમો અમર પ્રતિબિમ્બનું સુરેખ દર્શન કરાવી રહ્યો.

૬

'આખો દિવસ શું વાંચ્યા કરે છે, નિરંજના?"

'કંઇ નહિ. આ એક લેખ કેટલી સુંદર રીતે લખાયો લાગે છે?' નિરંજનાએ પાછું માસિકમાં માથું નાંખી દીધું.

'ચાલ, ફરવા આવે છે?' વાળ સમારતાં નિરંજનાના પતિદેવે ફરી પ્રશ્ન કર્યો.

'ના....હા....અંક....જુઓને આ કેવું મજાનું શીર્ષક છે? સંધ્યા: જગતની કે જીવનની?' નાકનું ટીચકું ચડાવી નિરંજના પલભર શીર્ષક તરફ સ્થિર દૃષ્ટિથી જોઇ રહી.

'ચાલ હવે....છોડીશ એ માસિક! સંધ્યા ગમે તેવી હોય તેની સાથે મારે કે તારે શું કામ?' નિરંજનાના પતિરાજ કંટાળી ગયા. 'લોકો ય નવરા છે કે આવું કોણ જાણે કયાંથી ય ઘસડયા કરે છે! ખરેખર તમારા જેવાં ભણેલાંનું જગતમાં બહુ દુઃખ છે. એમાં વળી વાંચવાનું શું? સંધ્યા એટલે સંધ્યા....વૃદ્ધાવસ્થા; જીવનની વૃદ્ધાવસ્થા ને જગતની વૃદ્ધાવથા.... ચાલ ઊઠ....હું અને તું હજી વૃદ્ધ નથી થયાં. ઘરડી થા ત્યારે એવું એવું વાંચજે!'

નિરંજના હસી પડી. લેખના અંતમાં લેખકનું નામ વાંચ્યું ને ચમકી, બબડી ઊઠી.

'કંદર્પ....કંદ....ર્પ?'

'કંદર્પ?—શું બકે છે, નીરૂ?'

'કંઇ નહિ....એમ કહેતી હતી કે આ લેખક મહાશય મારી સાથે કોલેજમાં ભણતા....

'અંહ....મને લાગે છે કે તે બિચારા એકદમ વૃદ્ધ થઇ ગયા હોવા જોઇએ. નહિતો આવો લેખ લખે?'

'ખરેખર....મને પણ એમ જ લાગે છે....'

નિરંજનાએ પતિરાજને ચરણે સ્મિત વેર્યું.

એટલામાં નોકર ટપાલ આપી ગયો.

'ચાલો....આ ટપાલ આવી એટલે ફરવાનું અદ્ધર રહ્યું. નસીબ છે કાંઇ! શ્રીમતી નિરંજનાદેવી, લે આ તારો જ કાગળ છે, નીરૂ, મને લાગે છે કે તારા પેલા વૃદ્ધ કંદર્પ મહાશયનો જ હશે.'

કાગળ આપી પતિરાજ રમૂજમાં હસતા હસતા બીજા ઓરડામાં ચાલ્યા ગયા. નિરંજનાએ કાગળ હાથમાં તોળી જોયો–એક પળ તેની સામે જોયું અને ફોડયો.

શ્રીમતી નિરંજના દેવી,

કોલેજના એ દિવસનાં દુઃખદ સ્મરણો મારાથી ભુલાતાં નથી અને તેમાંય તમને આ જીવનમાં ભૂલી શકીશ કે કેમ તે કહી શકતો નથી. જે કેળવણી સિદ્ધાંતવાદ ને આદર્શનો પાઠ કેવળ ભણાવી શકે છે એ કેળવણી કર્મસિદ્ધિ વાંછતા જીવનને નિરર્થક છે એમ હું ચોક્કસ માની રહ્યો છું. તમારા પિતા ને મારા પૂજ્નીય ગુરુ એમ જ માને છે. સારૂં કર્યું કે અમે બંને એ કેળવણીનાં દ્વાર છોડી વિમુખ થયા છીએ છતાં સિદ્ધાંતવાદના અમારા આદર્શથી કદાપિ વિમુખ થવાના નથી. કર્તવ્યભૂમિકા પર વિચારવા મેં

આપના પિતા માફક ઘણો પ્રયાસ કર્યો છે છતાં મારી માનસિક દુર્બળતા ને હૃદયની કઢંગી દશા મને એમનાથી દૂર-ઘણે દૂર ઘસડી ગઈ છે. કઈ ભૂમિકા પર હું ઊભો છું કયાં જવાનો છું-કયાં જઈશ એ મને સમજાતું નથી.

નથી સમજાતું કે જીવન જીવું છું કે વેડફું છું! નથી સમજાતું કે શાથી મારા જીવનમાં એકાએક ઊગતા પ્રભાતની આશા ને ઉલ્લાસભરી જ્યોતિને બદલે ઇન્દ્રજાળ સમી સંધ્યા પ્રકટી છે! અલ્પ કાળમાં તો રાત્રિના વિષમ અંધકારમાં હું વિલીન થઇ જવાનો; થઇ જાઉં તે પહેલાં તમારી માફી માગી લઉં એ જ ઇચ્છાએ આ પત્ર લખી રહ્યો છું. માફી આપશો?

સુંદર ને સુખમય દેખાતા તમારા સંસાર વચ્ચે આ પત્ર વિસ્મૃત કરવા જેવા દુઃખની જરૂર યાદ આપશે. છતાં, એ નિર્બલતા ઘડીભર સહન કરી લેશો? કલાના મંદિરમાં બેસી મેં તો સૌંદર્યની પૂજા ને કઠીન ભક્તિ આદર્યાં છે. અને દિલના અવસાન પછી હવે દેહના અવસાનની પ્રતિક્ષા કરૂં છું, જે સૌંદર્ય હૃદયમાં અમરવાસ સ્થાપી બેસે એની તો પૂજા કર્યે જ છૂટકો. એ સૌંદર્ય મૂર્તિ કોણ એ તમે કયાં નથી જાણતાં? છતાં મને તમે ભૂલી જાઓ એ જ વધુ ઇચ્છવા યોગ્ય છે.

જીવનના પ્રભાતમાં હું પુલવાડીમાં રમતો હતો; આજે મારી આસ-પાસ અરણ્ય વસ્યું છે. તેમાં આવવાનો અધિકાર કોઇને ન હોય એ જ ઇચ્છું છું. મારૂં અરણ્યરુદન સાંભળવાનો અધિકાર બીજાને ભલે હોય પરંતુ તમારો તો તે નથી જ, કારણ કે તમે ચંપકવર્ણા મટી અમૃત-વર્ણા થયાં છો; ગુરુદેવની કન્યા મટી પતિદેવની લક્ષ્મી થયાં છો. ઇશ્વર તમારૂં સૌભાગ્ય અમર રાખે.

નિરંજનાદેવી! હજુ પણ મને સમજાતું નથી, સૌંદર્યની કિંમત કોણ આંકી શકે? માનવી કે માનવીનું હૃદય? મરતાં પહેલાં આ મર્મનો ભેદ પામી શકીશ તો મરવામાં કૃતકૃત્યતા માની લઇશ.

આમના પતિદેવ તો મારા જેવા પામરને ક્યાંથી ઓળખે ? છતાં એમને મારા આ છેલ્લા પ્રણામ કહેશો; જરૂર કહેશો. આ પત્રને આપણા સંબંધનું એક અગોચર ચિહ્ન ગણી લેશો ?

તમારી ક્ષમાને પાત્ર રહ્યો નથી, છતાં પાત્ર થવા ઇચ્છનાર

કંદર્પ.

છેલ્લું વાંચતાં ઊર્મિનું દબાઇ રહેલું જુથ અશ્રુધારા થઇ ગયું. તેની રેખા એ રેખા, હૃદય, આત્મા, સર્વ રડી રહ્યાં. પોતાને ભૂલવા વિનંતી કરતો કંદર્પ તેના મનોરાજ્યમાં પદચ્યુત પ્રતાપની મૂર્તિસમો સજીવ થઇ રહ્યો, અને વિશદ મે ભયંકર લાગતી કોઇ ભાવનાની કાવ્યમયતા પ્રકટાવી રહ્યો.

નિરંજના એ કાવ્યમયતામાં ડૂબી ગઇ–ભાન ભૂલેલી છતાં એકાગ્ર અભ્રરંગી સંધ્યાની કલામયતા તેની મુખરેખા પર પથરાયલી પતિદેવે જોઇ–જોયો હાથનાં આગળાં વચ્ચે જકડાઇ રહેલો કંદર્પનો પત્ર અને વિચારતરંગોમાં ઉછાળે ચડેલી એ વિષમ પળે તેને વાંચી લીધો! કંદર્પનો પત્ર–પત્ર નહોતો, ઊછળતા એક જીવનનો અધૂરો ઇતિહાસ હતો, કારૂણ્ય ને વિરાગનાં ધ્વનિચિંતનથી ભરપૂર.

*

ગમે તેવા મનુષ્યને ઇર્ષાનું ઝેર રાક્ષસ બનાવી દે છે. એના અમાનુષિક અને ભયંકર સરંજામમાં જે ઝડપાય છે તેમ વિનાશપંથે ચડતાં વાર લાગતી નથી. નિરંજનાનો સંસાર પઝહાના અંતરાયોથી પીડાતો, ઘવાતો, કચરાતો, દુખઃમય બની

ગયો. પતિદેવનો પ્રેમ, આનંદ ને સંતોષ ભર્યો સહચાર, અને દાંમ્પત્યની એકતાનતા અદૃશ્ય થઇ ગયાં. અમૃતમય રસવિહારમાં વિષમ વાગ્જાર ફેલાવા લાગી. લોકલજ્જા ખાતર સંસાર ચાલતો, પરંતુ રગશિયા ગાડાની જેમ; હૃદય–હૃદય વાત કરતાં પરંતુ ભૂતકાલનો પડદો વચમાં રાખીને જ; દૈહિક વ્યવહાર ક્વચિત્ થઇ જતો તે પણ આત્માના આદેશ રહિત. કમનસીબ ઘડીએ લખાયલો કંદર્પનો એ પત્ર ખરેખર ઐતિહાસિક હતો. માનવતાના જીવન અને મરણ સાથે રમત કરી શકનાર વિધિએ નિરંજનાના સૌભાગ્ય પર છેલ્લો ઘા કર્યો. પતિદેવના આરોગ્ય સામે તેણે યુદ્ધ કર્યું. ઘવાયલા તેના હૃદયમાંથી સત્ત્વ ખેંચી લીધું–અને વિજ્ઞાન જેને હજુ સંપૂર્ણ સમજી શકયું નથી એવા ચેતનને હરી લીધું !

એક સવારે સમાજે જાણ્યું કે નિરંજના–યૌવનના ગર્ભજીવનમાં વૈધવ્યની કુત્સિત સીમા પર પટકાઇ પડી. અનેક તેના દુર્ભાગ્ય પર રડવા આવ્યાં ને ગયાં. આંસુ પાડવામાં પણ ક્યારેક સમાજ કલા વાપરે છે. જાહેર આંસુ પાછળ ઘણી વાર કડક ટીકા અને નિષ્ઠુર ઉત્સવ હોય છે. સંસારને આ કિનારે ઊભો રહી આંસુ પડતો સ્વજન પેલે કિનારે ઊભેલી વિધવાને દૂર હડસેલતાં શરમાતો નથી, અને વિષમ થઇ ગયેલી સ્થિતિ પર તિરસ્કાર, દુરાચાર, ઘૃણા અને દાંભિકતાના થર ચડાવતા અચકાતો નથી.

આનંદ શોધતી લાલસા તેને પવિત્રતાની મૂર્તિ માનવા ના પાડે છે–છતાં તેને દુષિત કરતાં કે થતી જોતાં હસે છે.

વિરાગ સેવતી એકલતામાં બંધનો વડે કેદ કરી તેની પાસે તે અનુરાગની રસિકતા શોધે છે ને ખરાબે ચઢી ગયેલા ભગ્ન જીવનને ડુબાડવા તૈયાર થાય છે. વિધવા મરે છે કે મારે છે.

સાસરિયામાં નિરંજનાની સ્થિતિ કંઇક આવી થઇ ગઇ. શ્રીમતી મટી પૂજનીયતાને ઉજાળવા જન્મેલા તેના ગંગાસ્વરૂપની કોઇએ કદર ન કરી–ન સમાજે કે ન પતિદેવના કુટુંબે.

૭

પદભ્રષ્ટ માનવી હમેશ માનવતાથી છૂપો વસવાટ પસંદ કરે છે. દૂર ઘણે દૂર, હિમાલયનાં બરફથી છવાયલાં ગિરિશૃંગો નિહાળતો તે કાશ્મીરની સૌંદર્યમંડિત પ્રકૃતિ વચ્ચે જીવન વિતાવી રહ્યો હતો. એક વખત આદર્શ સિદ્ધ કરવા તે ધ્યેયને જીવનનું કર્મકેન્દ્ર બનાવવા મહેનત કરતો હતો. આજે એ જ આદર્શ સિદ્ધ કરવા એજ ધ્યેયને સ્પર્શવા સરખી નહોતી શક્તિ, કે નહોતી પ્રેરણા. શ્રીનગરના જલવિહાર, શાલીમારનાં દર્શન, દાલ સરોવરનાં ઉપવનો અને નિરંકુશ પથરાયલી પ્રકૃતિની કલા એ બધાંનો તે રસહીન, કેવલ વિરાગીની તટસ્થતાથી ઉપભોગ કરતો હતો.

કોલેજજીવન પછી કાશ્મીરમાં તેણે જીવનયુદ્ધ આરંભ્યો હતો, જેમાં કાર્યક્ષેત્રની મહત્તા, સેવાભાવી સૌજન્ય, અસ્મિતાનુ ગૌરવ અને ભક્તિનો કર્મયોગ નહોતા. નહોતો કંદર્પ કે કંદર્પનો આત્મા! હતાં માત્ર સજીવ નીરસતા, મૃતઃપ્રાય કલ્પનાશક્તિ, પ્રત્યક્ષ ક્ષુદ્રતા, અર્ધદગ્ધ વૈરાગ્યજીવનની આછી અનેરી જડતા–કોઇ અદ્ભુતતા.

અલ્પકાલમાં તે વૃદ્ધ જેવો થઈ ગયો. હમણાજ ઊગેલો તારો ગુરૂત્વાકર્ષણે સ્થાપેલી સ્થિતિસ્થાપકતા ગુમાવતાં ડગુમગુ થઇ રહે તેવું તેનું જીવન થઇ ગયું. છતાં તેના આત્માને કૃષકાયાનો ત્યાગ કરવાની દરકાર નહોતી.

શા માટે?

વિશ્વનિયમની કઠોર નીતિને હજુ તેનો ઉપયોગ હતો.

સરોવરને ચૂમી રહેલા કાશ્મીરી ઉપવનમાં કોઇ સુગંધિત વૃક્ષની છાયામાં સૂતેલો કે કોઇ શિલાપર બેઠેલો તેને તમે જોઇ શકો જ. સરોવરસ્નાન, પ્રકૃતિના પ્રભાત ને સંધ્યાદર્શન, ફલાહાર, કુંજોમાં વિહાર, થાકવું ને સૂવું-આ તેનો નિત્યક્રમ હતો, આમ કેટલાક દિવસ તેનું જીવન ચાલ્યું. આખરે તેને કંટાળો આવ્યો-સ્થાન અને જીવન પર.

*

આજે પૂર બહારમાં સંધ્યા ખીલી હતી. કંદર્પ શિલાપર ગિરિશૃંગો તરફ મીટ માંડી બેઠો હતો.

'જોયાં એ ગિરિશૃંગો? કેટલાં સુંદરને કેટલાં ભયંકર છે? મૂર્ખ માનવતા એને વશ કરવા હામ ભીડે છે. અંતે પોતે જ વશ થાય છે-અને એની સુંદરતામાં વિલીન થઈ જાય છે.' બોલનાર વૃદ્ધ કાશ્મીરી કઠિયારા તરફ કંદર્પ જોઇ રહ્યો. બીજી જ પલે તેને પ્રોફેસર ગોપે વર્ણવેલો કૈલાસનો મહિમા યાદ આવ્યો.

'કૈલાસ અહીંથી કેટલે દૂર હશે, વારુ?' કંદર્પે નિર્દોષતાથી પૂછ્યું.

'છે તો નજીક–પેલા શૃંગ પાછળ, પરંતુ જગતથી તે અસ્પર્શ્ય છે, ભાઇ!'

'અર્થાત્?'

'કૈલાસના શિખરને વિભૂતિ જ પામી શકે; માનવી તો યમશરણુ જ થઇ જાય.' કઠિયારાની સ્મિત ભરી તટસ્થતા કંદર્પ સમજી શકયો નહિ.

'એમ કહો કે તે મોક્ષપદ પામે. ધર્મશાસ્ત્રો જેની મહત્તા સ્વીકારે, ભગવાન પિનાકપાણી જેને પોતાનું નિવાસસ્થાન બનાવે–એવા કૈલાસનું દર્શન કરી જીવન કૃતાર્થ કરવું જોઇએ.'

'અરે ભાઇ! જીવન કૃતાર્થ થતાં પહેલાં જ સમાપ્ત થઇ જાય છે. કૈલાસ પહોંચવા તો દૈવી શકિત જોઇએ, દૈવી.'

'જે છે તે મારા આ દેહમાં છે. જીવન અને મરણુ મારે મન સરખું જ છે, વૃદ્ધ! તો પછી આટલા બેદરકાર સુખે શા માટે કૈલાસ ન જોવો?'

અને કંદર્પે એક ઐતિહાસ પ્રસ્થાન આરંભ્યું. ઠરી જાય તેવા બરફથી છવાયલાં વનો પર કંદર્પે ચાલ્યા જ કર્યું, દિવસ અને રાત. ધીમે ધીમે તેને ગાત્ર ગળતાં લાગ્યાં, લોહીમાં ઉષ્મા કમી થતી લાગી. આત્મબલના શસ્ત્રવડે તે કૈલાસનું મોક્ષમાર્ગી મનાતું દર્શન કરવા જતો હતો. અને અવિચલ હિમગીરીને ગાંડી માનવતાનું દર્શન કરાવી રહ્યો હતો.

હિમાલયને જગતના ઇતિહાસકો ગિરિસમ્રાટ માને છે. ગગનચુંબી એનાં શૃંગો ભારતીનાં દુઃખો અગોચર સ્વર્ગને કહી રહ્યાં હોય એમ લાગે છે. એના કલેવરમાં કંઇ કંઇ અદ્દભુતતા અને સંજીવનીઓ વસે છે એમ શાસ્ત્રો અને લોકકથાઓ કહે છે. એની રેખાઓ પ્રકૃતિનાં કલાપુષ્પ સમી સુંદર અને પ્રચંડ લાગે છે. એની તળેટીઓમાં અનેક ધર્માલયો–નાનાં ને મોટાં આશ્રમો, જળકુંડો અને સરિતાઓનો કિલકિલાટ વસે છે. એની ગુફાઓમાં અનેક આત્માઓ લપાયલા હોય છે–વૈરાગી ને સાધુઓ, યાત્રાળુઓ અને સંશોધકો. એક અખંડ જીવનચર્યા આમ નિરંતર ચાલે છે–ચાલ્યા જ કરે છે–છતાં પ્રતાપી ગિરિ-સમ્રાટની અવિચલતા અસ્પર્શ્ય રહે છે. એનાં શૃંગે–અજીત અને અજેય–દૈવી અમરતાની કાવ્યમયતા સાધતાં જણાય છે.

પરંતુ કંદર્પ તો નહોતો અજીત કે નહોતો અજેય, કે નહોતી તેના પ્રસ્થાનમાં અડગ અમરતાની કાવ્યમયતા. તે તો કેવળ પામર હતો; જગતના ત્રાસે હારી હિમગિરિ પાસે મોક્ષ માગવા આવ્યો હતો. બિચારાને ખબર નહોતી કે કેટલી કઠણ ભક્તિચર્યા પણ હિમગિરિને ચળાવવા અસમર્થ હોય છે.

'કૈલાસ! કૈલાસ!!' કરતો તે આગળ વધ્યે જ જતો હતો. અચાનક વાયુનું પ્રચંડ તોફાન શરૂ થયું. છવાયલા બરફનાં ચોસલાં છૂટાં પડી તળેટી તરફ ધસ્યાં ને પ્રકૃતિએ તાંડવ નૃત્યમાં વિરાટ હાસ્ય કર્યું.

'કૈલાસ! કૈલાસ!!' કંદર્પે ચીસો પાડી. તેના પગ નીચેની ભોંય ફાટી ખસી જવા લાગી, તત્વોના તાંડવે ગિરિશૃંગો ધ્રૂજી ઊઠયાં અને કંદર્પ ઘસડાવા લાગ્યા.

'કૈલાસ! કૈલાસ!!' કંદર્પે છેલ્લી ત્રાડ નાંખી ને તે પટકાઇ પડયો; ઘસડાયો. બરફનું એક મોટું ચોસલું તેની સામે ઘસતું આવ્યું; બીજી દીશાએથી બીજું આવ્યું. બંને કંદર્પને ભક્ષવા દોડી આવતાં હતાં. અંતે બંને અથડાયાં. રાક્ષસી ગર્જના થઇ અને કંદર્પના બેભાન દેહનું રક્ષણ કરવા અરસપરસના ટેકે થંભ્યાં. થોડી વારે તોફાન શમ્યું. ત્રણ દિવસ પછી કંદર્પનો દેહ યુરોપિયન સંશોધકોના હાથમાં આવ્યો અને તેમણે ઉપચારો વડે એને ભાનમાં આણ્યો.

*

કંદર્પ જાગ્યો ત્યારે તેને લાગ્યું કે તે એક વિરાટ સ્વપ્ન-નિદ્રામાં હતો.

'નીરૂ! નીરૂ!!....' તેણે આસપાસ જોયું. એક તંબુમાં કેટલાક યુરોપિયનો તેની પથારી પાસે બેઠા હતા. તેમને જોઇ તે અત્યંત વિસ્મયતામાં અર્ધો બેઠો થઇ ગયો.

'where am I? where am I?' કંદર્પ ઉતાવળે લવ્યો.

'you are in safe hands, young man! Have no fear!'

આશ્વાસન આપતો એક યુરોપિયન તેની પાસે આવ્યો ને તેને સુવાડયો. કંઇક ગભરાતો, કંઇક અસ્વસ્થ, કંઇક ન

સમજવાથી કંદર્પ પથારીમાં પડી રહ્યો. તરતજ તેને દવા પાઈ દેવામાં આવી અને પોતાની સ્થિતિ સમજવા તીવ્ર ઇચ્છા હોવા છતાં તે ઘેનમાં પડી પાછો નિદ્રાવશ થઇ ગયો.

સંશોધકોએ કંદર્પને મરતાં બચાવ્યો હતો, છતાં હજુ તેની તંદુરસ્તીની ખાતરી આપી શકાય એમ નહોતું. હોસ્પિટલની માવજતની તેને ખાસ જરૂર હતી, અને સંશોધકોને કંદર્પ માટે થોભવું પાલવે એમ નહોતું, એટલે નિર્ણય કરી તેમણે એ ભોમિયા સાથે તેને તળેટીની હોસ્પિટલમાં મોકલી દીધો. બરાબર એક મહિને કંદર્પ હરતો ફરતો થઇ ગયો અને ડૉકટરની સલાહથી સરકારી અમલદારે એની નાજુક તબિયત સુધારવા સમજાવી પટાવી તેને વતન મોકલાવી આપ્યો. જેનાથી તે વિમુખ રહેવા માગતો હતો તેની નિકટમાં પોતાને મોકલી સરકારી અમલદાર કયો પરમાર્થ સાધતો હતો તે કંદર્પને સમજાયું નહિ. અંતે પદ્મસાગરના તટ પર નિર્થક લાગતા જીવનનો અંત શોધવા તેણે કઠીન તપશ્ચર્યા આરંભી.

'કમનસીબ કંદર્પ! કાશ્મીરે તને શાંતિ ન આપી, કૈલાસે તારૂં જીવન સાર્થક ન કર્યું અને નીરૂએ....નીરૂએ....' તેનાથી વાકય પૂરૂં કરી શકાયું નહિ 'બસ, તારે વિભૂતિ જ થવું જોઇએ!' કાશ્મીરી કઠિયારાના શબ્દો તેને સાંભરી આવ્યા. બીજે જ દિવસે પદ્મસાગરને દર્શન દેતી સંધ્યાની આરાધના તેણે આરંભી.

૯

પ્રોફેસર ગોપે જીવનમાં ઘણી ઓછી ભૂલો કરી હતી એમ ઘણા કહેતા. નિરંજનાનું લગ્ન જેમ એમની એક અક્ષમ્ય ભૂલ હતી તેમ ગોપાશ્રમ એમના સેવાધર્મની ભાવનાનું અનુપમ પુષ્પ હતું.

પાઠશાળાની યાંત્રિક વ્યવસ્થા કરતાં ગોપાશ્રમ સેવાભાવનાના પાયાપર રચાયલી વ્યવસ્થાથી ઘણો સારો ચાલતો. વિદ્યા, કલા, અને નાના નાના ઉદ્યોગોને એમાં સુઘડ અવકાશ હતો. સેવાધર્મ શીખવા ખાતર અનેક મુમુક્ષુઓ આશ્રમની સેવા કરવા ઉભરાતા અને ગોપ લેકચર્સનો ધ્વનિ દૂર ઘણે દૂર પણ સંભળાતો.

રાતદિવસ પંડિત ગોપ આશ્રમના કલ્યાણ ખાતર સતત મહેનત કરતા; બધું એમને ગમે એવું થઇ જતું છતાં એમા કાંઇ ઉણપ છે એમ એમને હમેશ સાલ્યા કરતું. આશ્રમનું લક્ષ્ય સાર્થકતા અને વ્યવસ્થા બંને વસ્તુઓ છે, એમ તે પ્રત્યેક સેવાભાવીને કહી સંભળાવતા છતાં આશ્રમની વ્યવસ્થા સંભાળી લે એવી કાબેલ વ્યક્તિ હજુ સુધી તેમને સાંપડી નહોતી. એટલે હાલ તુર્ત માટે વ્યવસ્થા, અને કાર્યક્રમનો અથાગ બોજો પોતે જ માથે ઉપાડયો હતો. એટલામાં નિરંજના વિધવા થઇ, અને એનો દુઃખી નીવડેલો સંસાર રાખ થઇ ગયો. અંતે પુત્રીને આશ્રમની વ્યવસ્થાનો ભાર સોંપી વૈધવ્યજીવનની દુઃખમયતામાંથી થોડીઘણી મુકત કરી. અને આમ દિવસો, મહિનાઓ, વર્ષો વીત્યાં. છતાં પંડિત ગોપને પોતાના નવા કાર્યક્ષેત્રમાં હમેશ કંઇ અધુરાપણું લાગતું. મનુષ્ય માત્રને ગમે તે કાળે અને ગમે તે સંજોગોમાં કોઇના સહચારની જરૂર છે;

આ સહચારનું પાત્ર મળતાં મનુષ્ય કોઇ અદ્‌ભુત પ્રેરણાબલ વડે કર્મ ધપાવે છે. પંડિત રાતદિવસ કોઇ એક યોગ્ય પાત્રને શોધ્યા કરતા અને કંદર્પને સંભારી નિદ્રાવશ થતા.

એ માનવવિચિત્રતા માટે પંડિતને અદ્ભુત માન હતું. ' સ્પષ્ટવકતૃત્વથી દ્વંદ્વ યુદ્ધમાં ઉતરે એવો કંદર્પ કેવલ એક જ હતો. અને નીરૂએ પણ કયાં ઓછો અન્યાય કર્યો હતો ! અત્યારે તે ક્યાં હશે? શાળાના ક્રૂર શિષ્ટાચારે બિચારાનું ઊછળતું જીવન પુષ્પ કચરી નાંખ્યું. ' અત્યારે તે મારી પાસે હોય તો ? સેવાધર્મની મૂર્તિ બની તે ભારતના આદર્શો વીસમી સદીમાં પણ દિગંત ગજાવે....! ' આવા અનેક વિચારો પંડિત રોજ કરતા અને આશાની અમરતામાં વિશ્વાસ રાખી તેની શોધ ચલાવ્યે જ જતા. અંતે કેવલ આકસ્મિક રીતે પદ્મસાગરના તટે રખડતો તે કઢંગી અવસ્થામાં–બેદરકાર–મેલો ઘેલો–પંડિતને મળી આવ્યો.

ભાગ્યની શેત્રંજ પર વિધિએ એક નવી ચાલ અખત્યાર કરી અને વિખુટી પડેલી ત્રિપુટીના જીવનને નવદીપ્તિથી મઢી નાખ્યું.

' પંડિતજી ! મારા જેવા ઢોરને તમારા આશ્રમમાં રાખી શું કરશો ?' આશ્રમમાં પ્રવેશ કરતાં કંદર્પ પચાસમી વાર લવ્યો.

' મારે તારા જેવા ઢોરના હાથમાં આ આશ્રમની વ્યવસ્થા સોંપવી છે! ' કહી પંડિતજી ખડખડાટ હસી પડયા. આજે તેમના આનંદનો પાર નહોતો.

એક કલાકમાં આખા આશ્રમનું બારીક નિરીક્ષણ કરાવી પંડિત કંદર્પને એના ઓરડામાં લઇ આવ્યા.

'જો આજથી આ આશ્રમ એ જ તારૂં કાર્યક્ષેત્ર: પદ્મસાગરના જલતરંગોની તું સેવા કરે તેના કરતાં જગતને તારો સેવાધર્મ શીખવ એ જ મારી અભ્યર્થના છે!'

'ગુરુદેવ! કૈલાસ સમા તમે નીવડો એમ હું ઇચ્છું છું. એક કામ કરશો?'

'શું?'

'નિરંજના દેવી પાસે મને માફી અપાવશો?'

'માફી?' પંડિત વિચારમાં પડી ગયા. એટલામાં બહાર પગલાંનો અવાજ સંભળાયો.

'લે આ નીરૂ પોતે જ આવી. તને તે માફી આપશે જ.'

નીરંજના થાળીમાં દૂધના પ્યાલા સહિત ઓરડામાં પ્રવેશી, તેને જોતાં જ કંદર્પ કોઇ અપૂર્વ વિસ્મયતા સહન કરતો ઊભો થઇ ગયો, ચાર આંખો એક વિપળમાં ભેટી પડી.

'નિરંજના!'

'કદંર્પ!'

પંડિત દોડયા ને નિરંજનાને પડતી બચાવી.

'કંદર્પ! થાળી હાથમાંથી લઇ લે. નીરૂ! નીરૂ!'

અવાક્ કદંર્પ પળવાર ઊભો. સૌભાગ્યચિહ્ન વિનાના તેના બંને કરકમળપર તેનાં નેત્ર જડાઇ ગયાં.

'ગુરૂદેવ! આ શું?....દેવી....?'

'હા....એ વિધવા છે...વિધિએ એને પણ જંપીને બેસવા નથી દીધી!'

'ઓ........ગુરૂદેવ!' કંદર્પ કકળી ઉઠયો. પાછલી ભીંતમાં માથું અફાળી અવિરત રુદન કરી રહ્યો.

અને દિવસો વીત્યા.

આશા ગુમાવેલાં જીવનોમાં આશા ફરી પ્રકટી.

'કંદર્પ!' અર્ધી વાંચેલી ચોપડી હાથમાં રાખી નિરંજના બોલી.

'નીરૂ!' કાગળોમાંથી માથું ઉંચું કરી કંદર્પ ફર્યો. 'આજે હું બહુ કામમાં છું!'

'એમ?' નિરંજના પાસે આવી.

'હા. સૌંદર્યપૂજા નિરર્થક નીવડે ત્યારે કર્મપૂજા કરવી જોઇએ ને!' પુરૂષની તટસ્થતા સ્ત્રીને હંફાવી રહી.

'કંદર્પ! સંધ્યાની અલ્પજીવી કલામયતા કરતાં પ્રભાતના ખીલતા રંગો જોવા શું ખોટા? જીવનના નવસર્જનમા તું ફરી પાછો સૌંદર્યપૂજક થઇશ?'

'કદાપિ નહિ. મારે માટે જગતમાં હવે સૌંદર્ય નથી. કર્મ એ જ જીવન, નિરંજના!' કંદર્પે પૂર્વ દિશાની બારી ઉઘાડી સૂર્યના ઝળહળતા રશ્મિપુંજમાં તેનું સુકુમાર મોઢું સ્નાન કરી રહ્યું. નયનોમાંથી અમરજ્યોત સમું તેજ પ્રસારી તે અડગ નિશ્ચયથી બોલ્યો. 'ગોપાશ્રમ એ જ મારૂં નવજીવન, નીરૂ!'

'એ નવજીવનના તારા આદર્શ કોણ ઝીલશે, કંદર્પ? મારે તને પરણાવવો છે.!'

'શું?' કંદર્પ ચમક્યો. તેની રેખા યે રેખા ધ્રૂજી ઉઠી.

'બહેરો છો? તને પરણાવવો છે.'

'જગતમાં બીજી નીરૂ સરજાઇ નથી ત્યાં સુધી હું પરણવાનો નથી!'

બંને એકબીજાને સજલ નયને જોઇ રહ્યાં.

*

અને આમ અનંત જીવનના અંત સુધી દૂર છતાં પાસે અને બે છતાં એક એવા બે આત્માની અનેક સંધ્યાઓ જગતમાં આવી અને અદ્રશ્ય થઇ ગઇ.

# સુખદુઃખ કર્મના વ્યવહાર

(૧)

**માઘ** માસની શાંત સંધ્યા ઉજાસભરી નમતી હતી. પ્રચંડ વનમાં વિરાજતી કુમારી વનદેવી ગિરિશ્રૃંગ પર ઉભી વનપ્રદેશ અવલોકે તેમ દેવબાલા અટારીએ ઉભી જનમાર્ગ અવલોકતી.

કોઇ દેવમંદિરની અટારીએ પ્રતિક્ષા કરતી ઉભેલી દેવાંગના સમી તે લાગતી. ગુલાબી ગુલનું રમ્ય આકર્ષણ તેના વદન-મંડલ પર વિરાજતું. ગંગાને ખોળે લેટતા જળપટની નિર્મલતા તેના હૃદયમાં વસતી; અને રત્નાકરના ઉદરમાં સમાઇ જાય એટલી સહન શક્તિ તેમાં સચવાતી. કુંતા કુમાર મહાબાહુ અર્જુનનું પ્રતાપી શર સૂસવાટ કરતું વછુટી–દૂર ઘણે દૂર–જાય તેમ કલ્યાણકિરણના શરસંધાન કરતાં તેનાં બાલનયન દૂર દૃષ્ટિ નાંખતાં. આ બાલસુંદરીના મુખકલાપ પર પરિધાન જ્યોત્સ્નાનું હતું. રેખામાં રસ જ્યોતની અપૂર્વ ઉજ્જવલતા હતી. વપુમાં ઉછળતા યૌવનની મસ્તી હતી. વ્યોમે વિહરતી તારકબેલડીની વિખૂટી પડેલી એક બિંદુબાલા જેવી તે લાગતી.

ઉત્સવદિને કે છુટી મળતાં નાનકડા વિદ્યાવિલાસીઓમાં ઘેલછા આવે છે. મધુરૂં અવલોકન કરતી દેવબાલામાં પણ ઘેલછા હતી. એકમાં જોમવન્તા તોફાનની ઘેલછા હોય છે, બીજામાં અગમ્ય ભાવિના પડ ઉકેલતાં પરિણમતી શાંત ગાંભિર્યભરી વર્તમાનની ઘેલી વિસ્મરણતા હતી.

અનંત દર્શન કરાવતી વીજ વ્યોમે ચમકે તેમ દેવબાલા ચમકી.

"બાલા વ્હેન! પ્રકાશ ભાઇ આવ્યા છે!" પાછળથી અવાજ આવ્યો.

રાજમાર્ગ પર પરવરતું તેનું દૃષ્ટિ તેજ નૃત્ય ગતિએ પાછું ખેંચાયું, અને કૃષ્ણ પક્ષની રજની શ્યામ ઓઢણીમાં શણગારાઇ તેમાં નિશાનાથનું ગોરૂ અજવાળું પ્રકટે તેમ દેવબાલાના રસભાવ પ્રકટયા. તપોવનમાં કોકિલની મધુર સંગીતધાર ઝરતી એકાએક અટકે કે નભે વાદળ છવાતાં સૂર્યદર્શન મોંઘું થઇ બેસે તેમ દેવબાલા અટારીમાંથી અદૃશ્ય થઇ ગઇ! વનવસંત પુરી થતાં કોકિલની નામના માત્ર જ તરૂડાળે રહી જાય. અટારીમાં તેની દેવમૂર્તિ પરોક્ષ ભ્રમણ કરી રહી.

ભગવાન રામચંદ્રજીએ હઠ કરી રજનીકર્ત્તા પૃથ્વી પર ઉતાર્યો ત્યારે તેમનું બાલહૃદય ઉલ્લાસમાં તરબોળ કરી રહ્યું. ગમે તે પરિધાનમાં-ગમે તે પ્રકૃતિમાં-ગમે તેવા આડંબર કે આવરણ નીચે પ્રકાશ સંચરે; કરોડાની મેદાનીમાં પણ તેની ઓળખ દેવબાલાને તો સુલભ હતી.

વિવેકસુજન–બ્રહ્મકુમાર જેવો દીપતો યુવક અભ્યાસગ્રહમાં બેઠો હતો, અને અભ્યાસગ્રહના દ્વારમાં દેવબાલા ઉભી. 'ગીરધર નાગર'ની મંત્રમુગ્ધ ઘડીભર ઉભી–ઉભી રહી. સાગરમાં વિહરતું જહાજ તરંગસ્પર્શે ડોલે તેમ સોહાગ મૂર્તિ શી શોભતી બાલાનું ઉર હિન્ડોલે ચ્હડયું. સ્મિત વદન પર ફરકયું. લજ્જાની આછી સાડી અનંગ ભર્યા યૌવનને પરિધાન કરી રહી.

મનુષ્યમાત્રના જીવનમાં પ્રવૃતિની અદ્‌ભૂત ગુંથણી છે. અવનિ પર પ્રકટેલું બાલક ચેતનપ્રવૃતિ આરંભે છે. બાલવયમાં તે તોફાની રંગભૂમિ પર ઘેલી–કોઇની પરવા વિનાની–પ્રવૃતિ જમાવે છે. યૌવનને આંગણે તે પ્રવૃતિમાં ગાંભિર્યભર્યો વિવેક અને અકકલશક્તિના મિશ્રણ થાય છે. માનવીના સમસ્ત ભાવિની રૂપરેખાનું દર્શન આ પ્રવૃતિમાં છે. સંસ્કારી માતાના ખોળામાં સૂતાં સૂતાં પ્રકાશનું બાલજીવન સાંસ્કારિક ઓપ અને શણગાર પામ્યું હતું. અને આજે પ્રવૃતિની મસ્તીમાં ફાલી રહેલા તારૂણ્યમાં આસપાસના વાતાવરણમાં–ઘરમાં–કોડઘેલી માતાના હૃદયમાં તે ગૌરવભર્યો ઉજાસપ્રકટાવી રહ્યો હતો. પિતાની છાયા નીચે તે અભિમાન લઇ શકાય એવો પુત્ર થવા ઇચ્છે તોપણ તે છાયા તો વર્ષો પહેલાં હમેશ માટે અદ્રશ્ય થઈ હતી અને માતાના લાડકોડમાં ઉછરી તે બાલક મટી યુવક બન્યો !

અને હવે તો તે પ્રવૃતિના પ્રકારમાં ભાવિની રૂપરેખા પ્રકટાવી રહ્યો. પાંચ છ કલાક માત્ર આરામ સિવાય તેનું જીવન પ્રવૃતિની પ્રણાલિકામાં વહેતું. કોઇ કળી શકતું નહિ કે તે શું થશે? વિજ્ઞાનનો

નેતા થશે કે હુન્નરકલાનો સેવક થશે? પરંતુ એટલું તો બધાય જાણતા કે તે વિદ્યાવિલાસી છે.

" આજે તો કંઇ વહેલા પધાર્યા!" નખશિખ નિરિક્ષણ કર્યા પછી દેવબાલા ટહુકી.

પ્રકાશના હાથમાંથી માસિક છટકી ભોંય પર પડયું ને તેની દૃષ્ટિ બાલા પર અથડાઇ. મહામાયાના પ્રાગટયથી દેવીભક્ત પુજારીને થતો અનુભવ પ્રકાશને થયો. ખુરશી ખસેડી તે ઉભો થઇ ગયો. આખા ઓરડામાં દેવબાલા સિવાય સર્વનું પરોક્ષ થતું લાગ્યું. નિર્મળ સ્નેહથી ભીન હૃદયે યુવકે બાલાને વધાવી.

અને સુંદરીના વદન પર સ્મિત વિલસી રહ્યું. અપૂર્વ સૌંદર્યના ભભકતા પ્રકાશમાં કોણ જાણે શાથી—આજે પ્રકાશ અંજાયો—ખુબ અંજાયો.

પાસેની ખુરશી પર સૌંદર્યમૂર્તિ બિરાજી. બે ભૂખ્યાં નયન તેનો સૌંદર્યભંડાર લુંટી રહ્યાં!

માસિક બાલાના નાજુક પગનું સ્પર્શ ચુંબન બેદરકાર કરી રહ્યું!

" આ આપનું માસિક પ્રકાશભાઇ!" દેવબાલા બોલી.

બંનેની કુતૂહુલતા ભરી નિર્દોષ દૃષ્ટિ માસિક પર મળી. કઠોર હૃદયવાળા ઘણીયે વાર પારકાની રંક દશા પર હસે છે. કોણ જાણે શાથી કચરાઇ ગયેલા માસિકની માઠી દશા પર બંને હસવા લાગ્યાં. પ્રકાશે તે હાથમાં લીધું. લાડથી તેને પંપાળવા લાગ્યો.

"તમને માસિકો વાંચવાનો ઘણો જ શોખ છે નહિ વારૂ ?" બાલાનું રસાળ મુખડું મલકી રહ્યું.

"કેટલાકમાં પ્રકૃતિજન્ય કોઇ એક વિચિત્રતા હોય છે. મને માત્ર વાંચવાની ઘેલછા છે." શબ્દોના અર્થ કરતાં અધિક અર્થ પ્રકાશના સ્મિતમાં હતો. તેણે ઉમેર્યું;

"કેમ તમને આવી વિચિત્રતા નથી ગમતી ?"
"મને ? મને ગમવું શું ? માસ્તર ! હું તો એટલો જ વિચાર કરી રહી છું કે તમે અથાગ ઉદ્યમી છો !"

અને પ્રકાશમાં વસ્તુત: એક પ્રકારની ઘેલછા, વિચિત્રતા તો હતી જ. તેની રંગભૂમિ પર ઉંડા રહસ્યભર્યાં ગંભીર દૃશ્યો વિશેષ હતાં.

"બાલા બ્હેન ! ચાકરી વિના ભાખરી ક્યાં છે ! ઉદ્યમ વિના જય ક્યાં છે ? જય વિના માન–સન્માન ક્યાં છે અને માન–સન્માન વિના જીવતર નકામું છે !"

"ત્યારે તમે માન–સન્માન માટે આટલું બધું કરો છો ?"

"જુઓ બાલા બ્હેન ! તમને લાગે છે કે હું આટલું બધું કરૂં છું તે મને મારા જીવનનો નિત્યક્રમ લાગે છે. બાકી આકીન વિના કાંઇ થઇ શકતું નથી. નિષ્કામ કર્મ તો વિરલો જ કરી શકે. આપણે તો સંસારના મગતરાં !"

"મગતરાં ! હા ! હા !" બાલાનું હસવું ઓરડામાં ગાજી રહ્યું. રાસફરતી ગોપી કૃષ્ણના અભિનયે ઘેલી બને તેવું દેવબાલાને કંઇક થયું.

"ચાલો મેં તો તમારો વખત ગુમાવ્યો! આજનો અભ્યાસક્રમ શું છે.

"અભ્યાસક્રમ? હા, પણ તે વાત પછી; જુઓ ને તમારી મુદ્રા આજ ઉદાસ લાગે છે.' બાલાના નયનમાં આતુરતા ઉભરાઇ. પ્રકાશ ચમકયો. પળ પછી સ્વસ્થ થયો.

"ઉદાસીનતા છુપાવવા મારો પ્રયત્ન નિષ્ફળ થયો જાણી અત્યંત દીલગીર. બાલા બ્હેન! મારાં માતુશ્રી ગંભીર રીતે માંદા છે. હું તો થોડા દિવસની રજા....અને વળી વૈદરાજે હવાફેર કરાવવા સૂચવ્યું છે. મારો પણ વિચાર છે કે માતુશ્રીને મારે મોસાળ લઇ જાઉ."

"પ્રકાશભાઇ! સરસ્વતિબાની માંદગી આટલે સુધી વધી અને તમે તો આજે જ વાત હોઠ બહાર કાઢો છો. મારા બાપુને કહી કોઇ સારા ડૉકટર–વૈદ્યની દવા કરવાનું ગોઠવી આપત." બાલાના નયનમાં અમી હતી. સાથે વિશુદ્ધ સ્નેહીને સુલભ એવો ઠપકો પણ હતો.

પ્રકાશ નીચું જોઇ રહ્યો તેના હ્રદયમાં ઉર્મિના થર જાડા થતા હતા અને એ થર નીચે સનાતન સંગ્રામનાં રણશીંગા ફૂંકાઇ રહ્યા હતાં. સરી જતી સ્વસ્થતા એકઠી કરી તે બોલ્યો.

"આભાર બાલાબ્હેન! કંઇ ચીંતા કરવા જેવું નથી. બાની મરજી છે કે હવાફેર થાય તો સારૂં........અને આપણામાં પણ કહેવત છે કે સો દવા અને એક હવા."

"ત્યારે અમે તો રખડી પડવાનાં; અને કોણ જાણે તમે તો કયારે ય પાછા આવવાના!'

" બાલાબ્હેન ! ગભરાશો નહિં તમારો અભ્યાસક્રમ બરાબર ગોઠવી આપીશ. કોર્સ પુનઃ વાંચી જશો ત્યાં સુધીમાં હું આવી લાગીશ. આપનું વિદ્યાર્થીજીવન મને સોંપાયું છે તો તે હું સંભાળીશ. કર્ત્તવ્ય જીવનનો લ્હાવો હવે તમે આપો. " ન પારખી શકાય એવી ઉર્મિભર્યું દૃષ્ટિશર પ્રકાશના નયનમાંથી વછુટી ગયું. થોડીક પળની શાંતિ ઓરડામાં જીવી રહી.

આખરે પ્રકાશના હાથમાંનું માસિક ટેબલ પર પડી ગયું. અને બંને જાગ્યાં. બાલાની વિચારમાળા તૂટી; પ્રકાશના વદન પર અસ્પષ્ટ ઉર્મિની છટા છવાઇ.

" બાલા બ્હેન ! જુદો પડતાં પહેલાં એક વાત પુછું ?" બોલતાં તેને ઘણી મહેનત પડી એમ દેવબાલાને લાગ્યું; અને તે સ્વસ્થ થઇ.

" ખુશીથી પુછો પ્રકાશભાઇ ! પુછવાની કાંઇ રજા તમારે ન જોઇએ. "

" પણ વિષય એવો છે કે પ્રથમ મારે તમારી રજા લેવી જોઇએ. "

" આપની શિષ્યા તરીકે રજા આપતાં શરમાઉ છું–પણ પ્રમોદરાયની દીકરી તરીકે તે આપું છું. બોલો હવે "

" બાલાબ્હેન ! હું વિચિત્ર છું. ઘેલો છું. અસભ્ય છું એમ તમે માની લો એટલે હું આગળ ચાલું.

" ચાલો તેમ; હવે બોલો. " આ માણસની વિચિત્રતા પર આજે પહેલી જ વાર બાલા નવાઇ પામી.

૨

હીંમત એકઠી કરતાં પ્રકાશની પાંચ પળ વીતી.

" જગતની રંગભૂમિ પર દરેક માનવી પોતાની ભુમિકા સર્જીજીવનનું સાર્થક માને છે. હું મારી ભૂમિકા સર્જીજીવન સાર્થક કરવા મથું છું. મને લાગે છે કે આજે જોઇતી તક આવી લાગી અને ધબકતે હૃદયે હૈયું ખોલવા તત્પર થયો છું."

દેવબાલાના હૃદયમાં સંદેહને સ્થાન ન મળ્યું. તેના માસ્તરના વકતૃત્વ ઉપર મોહ પામવા લાગી.

" જીવનની એક ધન્ય પળે એક યુવક એક બાલીકાનાં સંસર્ગમાં આવ્યો, બંને એ એક બીજા માટે વિશુદ્ધ સ્નેહના સાગર ભરી રાખ્યા. જીવન ઉન્નત કરવાના અભિલાષથી યુવકે દેવી શારદાના પૂજન આરંભ્યા. બાલિકાએ તેમાં ભાગ લીધો. વિશુધ્ધ સ્નેહભરી સેવાના અર્ઘ્યથી દેવીને રીઝવવા બંને તેને ચર્ણે બેઠાં, અને આશાના અમર બીજ રોપ્યાં. સમાજમાં બંનેની ભૂમિકા જુદી હતી છતાં યુવક ઉન્મત બન્યો. આશાના પૂરમાં તે ઘસડાયો–રાજીખુશીથી ઘસડાયો. પરિણામની તેને પરવા ન્હોતી."

" મી. મુનશીના જગતકીશોર માફક, વારૂ પછી ?" દેવબાલાને રસ પડતો લાગ્યો.

" પછી ? મિત્ર મટીને પ્રણયી થયો. અને તેના પવિત્ર પ્રેમની ભિક્ષા માગવા એક વિચિત્ર પળે તેણે સ્વયં નિશ્ચય કર્યો !"

બાલાના વદન પર ગંભીરતા પ્રસરી. પ્રકાશ ઘડીભર અનિમિષ નયને જોઇ રહ્યો. તેની દૃષ્ટિ બાલાને અસહ્ય લાગી. માસિક તેના હાથમાં બેદરકાર કચડાવા લાગ્યું.

"પછી તેને ભિક્ષા મળી કે નહિ?"

"ભીક્ષા માગવી જ બાકી હતી; પરંતુ સંજોગની ક્રુરતા તેને ડરાવી રહી હતી. સંસ્કાર પર ઘડાઇ તેનું હૃદય દૈવીપ્રેમને ઝંખતું હતું. પણ બાલિકા સમક્ષ હૃદય ઠાલવતાં તે અચકાતો હતો.

"તેનામાં હીંમત નહિ હશે."

"હા તેમજ. બાલિકાની અપૂર્વ નિર્દોષતા તેને અસહ્ય થઇ પડી હતી. બંને એક બીજાનું હૃદય સમજી શકયા ન્હોતાં."

"તેમાં કોનો વાંક?"

"બંનેનો."

"નહિ, યુવકનો તેનામાં 'મૉરલ કરેજ' (Moral Courage) હોત તો તેણે બાલિકા સમક્ષ પોતાનું હૃદય ઠાલવ્યું હોત."

"હા, પણ નિર્ધનતા તેને નિર્માલ્ય કરી રહી હતી; સંસારની ક્રુરતા તેને કચડી રહી હતી; હીંદુ સમાજમાં વૈધવ્ય ભોગવતી માતાનું દુઃખ તેને રઘવાયો-કાયર બનાવી રહ્યું હતું."

"વૈધવ્ય....ભોગવતી........મા....તા....નું દુઃખ!" શબ્દો છૂટા કરી ધીમેથી દેવબાલા બોલી. પ્રકાશ કંઇક ચમકયો; સ્વસ્થ થવા ઝડપથી મહેનત કરી રહ્યો.

"તમે એને ઓળખતા હશો?" દેવબાલાએ ચાતુર્ય વાપર્યું.

"હા ઓળખું છું–બરાબર ઓળખું છું. પણ તે બિચારો શું કરે? પેટને ખાવાના સાંસાં હોય છતાં ભૂખ્યાં પેટવાળાને કાંઇ સ્નેહરાગ્ની નથી જોઇતી? એક દુઃખમાં બીજું દુઃખ!"

પ્રકાશે માથું નીચું ઢાળી દીધું. બાલાના હૃદયમાં કાંઇક અજવાળું થયું. જાણે અજાણે તેનો સ્નેહભીનો હાથ પ્રકાશના માથા ઉપર ફરી રહ્યો.

"પ્રકાશભાઇ! આ બધું જાણે તમને જ બંધબેસ્તું હોય એમ લાગે છે!"

"હા." પોતાનું હૃદય રડતું હોય એમ પ્રકાશ ધીમેથી બોલ્યો.

હાર ખાઇ બેઠેલાને હીંમતનો ટેકો મળે તમે પ્રકાશે માથું ઉચું કર્યું. બાલાએ જોયું કે તેની દ્રષ્ટિમાં દુઃખની છાંયા હતી. દબાઇ રહેલા સ્નેહની ઉર્મિ હતી અને અમર આશાનું તેજ હતું.

"દેવબાલા! અજાણ પણ તમે મારા સૂના હૃદયમાં જોમ, આશા, આનંદ અને ભાવના રેડયાં છે અને એ બધાના ભેગા બળે મારો જીવનદીપ પવનના ઝપાટા સામે પણ ટકી શકયો છે. તમારા પિતાની અમી ભરી છાંય નીચે રહી મેં સંસ્કાર, વ્યક્તિત્વ, અને જ્ઞાન પ્રાપ્ત કર્યાં છે–ખીલવ્યાં છે. આ બધું તમને સારૂં લગાડવા નથી

કહેતો પણ........વર્ષોના લાંબા પરિચય પછી આજે હૃદય પ્રિય છતાં ધિક્કારવા યોગ્ય પરિણામ આવ્યું છે, તે હું નથી સહી શકતો. છતાં તમારી આગળ સ્પષ્ટ કર્યા વિના નથી રહી શકતો ! "

" તમે નાહક હૃદય વલોવો છો, પ્રકાશ ભાઇ ! તેને માર્ગ આપો–મારી ન નાંખો. "

" માફ કરો બાલાબ્હેન ! જીવન સાથે મેં કેટલાક દિવસોથી યુદ્ધ આરંભ્યું છે. નિષ્ઠુર હૃદય ફાવતું જાય છે. હું હારતો જાઉં છું. " તેના તેજસ્વી ચ્હેરા ઉપર ખિન્નતા પ્રસરી ને શરીરને કંપારી વછુટી.

" તમે બેસો દેવબાલા ! આજે મને ઉન્માદ થયો છે. મારૂં બધુ જોમ–શક્તિ ખુટી ગયાં છે. "

દુર સંકોચાઇ દેવબાલા ઉભી હતી. મહામહેનતે સ્વસ્થતા મેળવીને તે ખુરશી પર બેઠી બિચારી વિચારના વમળમાં ગુંચવાઇ ગઈ. છતાં બોલવાની ઇચ્છા ઘણી થઇ આવી, પણ જીભે અસહકાર માંડયો.

એક વિચિત્ર પ્રકરણનો આરંભ પ્રકાશ કરી ચૂકયો હતો. દુઃખે સુખે તેને જ પુરૂં કરવાનું હતું. થોડોક વિસામો ખાઇ તે આગળ ચાલ્યો.

" બાલા બ્હેન ! જીંદગીમાં આવી પળ એકજ વાર આવે છે. તે સહન કરી પાછળ આવતા પરિણામને વધાવી લેવા તત્પર રહેવું એમાં હું મનુષ્યત્વ સમજું છું. એ મનુષ્યત્વ મારામાં છે.

કે નહિ તે હું જાણુતો નથી, છતાં હીંમત એકઠી કરી તમને કંઇ સાફસાફ કહી દેવા ઇચ્છું છું. નમ્રતાપુર્વક વિનંતી કે આજની વાત ત્રીજે કાને ન જાય!”

દેવબાલા શું સાંભળતી હતી? સંદેહના સાગરમાં બિચારી પૂરેપુરી સરી પડી. તેને ખબર ન્હોતી કે કોમારજીવનના કયા વ્યુહનું મંડાણુ આજે થવાનું હતું.

ગ્રહદશા ઉતરતાં ફળપ્રાપ્તિ થાય તેમ બાલાને વાચા આવી.

“પ્રકાશભાઇ! વધારે શું કહું? સ્નેહની વિશુદ્ધિમાં શંકાને સ્થાન ન હોય.” તેની આંખમાં ઠપકો હતો.

“જેને માટે તમે માન ધરાવો છો તે પોતાની વિવેક મર્યાદા ઓળંગી જઇ ક્ષમાની અભિલાષ રાખે તો તમે દયા કરજો. તમારામાં મને સંપૂર્ણ વિશ્વાસ છે.”

“તમને ક્ષમા આપી માથે ધૃષ્ટતા વ્હોરી લેવાનું હું શીખી નથી એટલે લાચાર, છતાં એ વિવેકની જરૂર નથી. તમારો વિશ્વાસ માનામાં અચલ રહેો.” માસિકના પાનાંઓ વચ્ચે દેવબાલાની નાજુક આંગળીઓ રમી રહી.

અને વક્તા ભાષણની પ્રસ્તાવના આરંભે તેમ પ્રકાશે અકૃત્રિમ આડંબરથી આરંભ્યું.

“શેતરંજ ઉપર આપણી જીંદગી એક સોગઠી માત્ર છે. એકઃઅદૃશ્ય સત્તાને બળે આ વિશાળ રમત ચાલે છે. સોગઠીઓ મરે છે–જીવે છે–અર્થાત્ પ્રત્યેક પોતાની ભૂમિકા સર્જે છે. હું, તમે, બધાં સૌ સૌની જૂદી ભૂમિકા ઉપર ઉભાં છીએ; દરેક

પોતાની ભૂમિકા બીજાથી ઉંચી અને ચ્હડીયાતી માને છે. અને બ્રહ્મદર્શનની વિચાર આશા રાખતા કોઇ બ્રહ્મયોગી માફક તેને આશાની વેદી પર સર્જે છે. મેં પણ તેમજ કર્યું છે. કોઇ કર્મયોગીનો આડંબર રાખી મારી ભૂમિકામાં અનેક દ્રશ્યો ઘડયાં છે–ઉછેર્યાં છે–હા–પણ તે બધાં અધૂરાં–માલ વિનાનાં અને મારે મન અનાકર્ષક લાગે છે ! !"

"શાથી ?" અણધાર્યો પ્રશ્ન આવ્યો.

"શાથી ? એકના વિના !"

તે કોણ વારું ?"

"જીવનસખી."

"જીવનસખી ? પ્રકાશભાઇ ! તમે શું બોલો છો ?"

"સાચું જ બોલું છું. જીવનસખી વિના તે મારી સમસ્ત ભૂમિકા નિર્જીવ પડી છે !"

"તો જીવનસખી મેળવો. આખી દુનિયા પડી છે !"

"મેળવીશ. તમને ક્યાં ખબર છે કે આખી દુનિયા એની આગળ હિસાબમાં નથી.

"એમ ?"

"હા."

"અરે વાહ રે તમારી જીવનસખી ?" હા–પણ મને તે બતાવશો ?"

"જરૂર !"

(૩)

" તમે મને ઓળખાવશો ? "

" હા! જરૂર."

બાલાના હૃદયમાં સન્દેહના સંગ્રામ મંડાયા. પળ પહેલાંની આનંદમૂર્તિ પર સુરેખ શરમની ભરતી છવાઇ.

સૃષ્ટિમંડાણથી પેદા થયેલા સનાતનગીતમાં અમૃતના સ્વપ્નાં અનુભવતો પ્રકાશ મોહમુગ્ધ બનવા લાગ્યો.

' જીવન સખી '—મનોરાજ્યમાં ખુણે ખુણે ફરી વળી. આમ એકનો આત્મા પ્રત્યક્ષ આલેખતો કે આજ પ્રણયમંદિરની પ્રેમદેવી ! આજ સંસારસદનની ભાવી ગૃહદેવી ! આજ કીર્તિ-ક્ષેત્રની સંગ્રામદેવી !

ત્યારે બીજાનો આત્મા વિચિત્ર શબ્દાવલિમાં હજીય મીઠી અજ્ઞાનતા દર્શાવે છે ! !

ધડકતે હૃદયે આખરે પ્રકાશ બોલ્યો. જીભમાં ધ્રુજારી હતી, પણ વાકયોમાં સચોટતા અને ઠપકો હતો.

"દેવબાલા ! તમ્હારી જગા બીજાએ પુરી હોત તો આ પ્રશ્ન મને આટલો કઠણ થઇ ન પડત. નભના ભાનુની ઓત-પ્રોત ઓજસ્વિતા કરતાં રજનીકરની શીતળતા વધારે રૂચે છે. તમારા કીર-કિલકિલ સમા સ્વર કરતાં પ્રશ્નની નિર્દોષતા બહુ સાલે છે ! દેવબાલા........દેવબાલા........! "

"માસ્તર........તર્કવિદ્યા તમ્હે બરાબર શીખવી નહિ; નહિ તો તમારા મનોરાજ્યમાં પેસી સર્વ જાણત. વારૂ....પણ હવે બોલશો ?"

સરિતાસંગમે ગંગાયમૂના ભેટે તેમ બંનેનાં દ્રગનેન ખૂબ ભેટયાં !

"તમ્હે મ્હારી જીવનસખી ઓળખવા તલસી રહ્યાં છો........હા........પણ તેને તમ્હે ગમે તેવી ધારો; તેની જોડ મળવી મુશ્કેલ છે. તેની નિર્દોષતા બાલકની છે, હસવું ગમ્મત કરતાં જળતરંગ જેવું છે. વર્તન સ્નેહઅમીભર્યું છે. નિરાશા-ભર્યાં ઉજાસસૂના હૈયાનું તે ચેતન છે. સૃષ્ટિના કોઇ કંગાળ, પણ વિશુદ્ધ પ્રેમથી તરબોળ હૃદયની રસઉર્મિલા છે. હાસ્ય કલ્લોલ કરતી તે મદભર ધીમી હલકે આસપાસ પ્રકૃતિમાં સૌંદર્ય અને આનંદ વર્ષાવે છે. ગીતબંસરીના અજબ નિનાદથી વાતાવરણ ગજાવે છે. મારી જીવનસખીની અતિશયોક્તિ ભરેલી પ્રસંશા હું નથી કરતો, પણ અનુભવે એકઠું કરેલું તેનું સાચું ગુણકીર્તિન કરૂં છું, અને એ ગુણકીર્તિનની યોગ્ય મૂર્તિ મારી જીવનસખી તમ્હે છો!"

"શું....હું ?" ત્હેના મેઘધનુષ્યશાં નયનકમાન ખેંચાયા. શાંત સાગરનાં ખારાં જળ ઘણી યે વાર ભરતીમાં ખળભળે છે. બાલાના ઉરના રત્નાકર સળવળ્યા.

"હા........તમ્હે ! દેવબાલા........તમ્હે !" જડ જેવા પડેલા પર્વતની અડગતાથી પ્રકાશ બોલ્યો.

"માસ્તર!...." મોટે સાદે રોષમાં બાલાથી બોલી જવાયું.

"જે કહેશો તે સાંભળવા તૈયાર છું. તમ્હને દુઃખી કરૂં છું તેની માફી ચાહું છું" પ્રકાશે માથું નીચું ઢાળી દીધું.

"પ્રકાશભાઈ! તમારા આવા વિશુદ્ધ સ્નેહને લાયક જીવનસખી તે હું કે કોઇ સ્વપ્નવધુ? વાને ઉજળી, શ્રીમંત માબાપના લાડમાં ઉછરેલી, દુઃખને ન ઓળખનારા, આજકાલની કહેવાતી ઉંચી કેળવણી લઇ અન્ય સ્ત્રીસમૂહ કરતાં પોતાને ઉંચે પદે માનનારી હજારો છોકરીઓમાંની એક હું છું. ક્યાં મ્હારા સંસ્કાર અને ક્યાં તમ્હે વર્ણવો છો એવી તમારી જીવનસખીઓ?"

"સુસંસ્કાર એ વિશુદ્ધ સ્નેહની રસાળ ભૂમિકા છે અને મારી માન્યતા પ્રમાણે એ ભૂમિકા તમારા નિર્દોષ હૈયામાં છે. મારી આંખે જોયું તે મ્હેં વર્ણવ્યું. જે અનુભવ્યું તેની સત્ય કથા તમ્હારી આગળ કહી. હવે માત્ર આપના અમૃતવચનની આકાંક્ષા રાખું તો આજના આ નવલ પ્રકરણની પૂર્ણાહૂતિ થાય."

"પ્રકાશભાઇ! તમ્હારી વાણીમાં ભયંકર આકર્ષક અને સચોટતા છે. તે સહી શકવા હું અશક્ત છું–અધૂરી છું, દીલગીર છું. હું તમારે લાયક........" પ્રકાશ ચમકી ઉઠયો.

"એમ જ કહો ને કે પ્રકાશ આપને લાયક નથી. દેવબાલા! મારી અભિલાષા, ભીક્ષા, જે કહો તે, તમ્હે કળી શક્યાં છો! કહો........કહો........મને તમ્હારો પ્રેમ આપશો?"

બિચારી બાલાનો પ્રકાશ કાંઇ ગાંડો, ઉન્મત જણાયો.

"મ્હારો પ્રેમ લઇ શું કરશો?"

"દેવદેવી સમા યુગલ માફક માનવ જીવનનું સાર્થક રચીશ."

"આપણે પરસ્પર સુખી થઈશું તે શા ઉપરથી માનો છો?"

"ઘણો જ ઉત્તમ પ્રશ્ન દેવબાલા! આવી કસોટી માટે તો હું હમેશ તૈયાર છું. હા........પણ ભાવી અગમ્ય છે, ઉંડું છે. આપણા પરસ્પર પરિચય પછી મ્હેં પારખ્યું છે કે તમ્હારા સંસ્કારી સ્નેહવર્તનમાં ચેતનની ફૂંક છે. અને એ ચેતનવિનાનું જીવન નકામું છે."

"અને તમ્હે ઇચ્છો છો એવું ચેતન હું આપી શકી તો?"

"દેવબાલા! ચારિત્ર્યની ભાવના ઘડનારને ભાવિનો વિચાર ઓછો જ હોય છે! પરસ્પર પ્રાણને પ્રેરણા પાવી એ તો દંપતીધર્મ કહેવાય. મારા પ્રેમમંદિરની પ્રેમમૂર્તિ તમ્હને સ્થાપું; મ્હારી પ્રેમપૂજામાં વિશુધ્ધ ભાવનાનો સંસ્કાર પીરસું; તમ્હારી સમાધિ ખાતર અડગ પ્રેમ સંન્યાસ સ્વીકારૂં તો મ્હારો ધર્મ મ્હેં સાચવ્યો કહેવાય. ત્યારે જ તમ્હારા વિશુધ્ધ પ્રેમના ચરણામૃતની ભીક્ષા મને ઘટે છે."

"અને તે ચરણામૃતમાં અમૃતનાં સ્વાદનો અભાવ હોય તો?"

"તે ચરણામૃત નહિ! તો મારે એટલું જ સ્મરણમાં લેવાનું કે જે પ્રેમવતીનું પૂનિત પગલું ચૂમી જીવન ઉજળું

કરવાથી વિરાટ આશા પ્રકાશે પોષી–ઉછેરી–તેના ચૂરા થયા!" પ્રકાશે ઉંડો નિશ્વાસ નાંખ્યો.

"એ માઠું પરિણામ ન આવે તે માટે ધર્મ કહે છે કે આવો દૈવી ઇશ્વરી પવિત્ર સંબંધ જોડવા પહેલાં બહુ વિચાર કરવો. પ્રકાશભાઇ! મને કહેવા દો કે કડવાં ઔસડ કરતાં અધિક કડવું સત્ય છે. અત્યારે જે પ્રેમ આપી તમ્હે મને જીવનસખી બનાવવા તૈયાર થયા છો એ પ્રેમનો સંતોષકારક બદલો હું ન આપી શકું તો આપણો સંબંધ હાલ છે તેવો રહે એ વધારે ઉત્તમ ઇચ્છવા જેવો છે."

પોતેજ શીખવેલાં સુત્રો તેની સમક્ષ અમલમાં મુકાયાં. તરસી ઉર્મિને સંતોષવા જતાં પ્રકાશનું સ્વાસ્થ્ય સરી જતું લાગ્યું.

"દેવબાલા........આ શું કહો છો?"

"જે સાચું છે–વાસ્તવિક છે તે. જે પ્રેમની આશા તમે રાખો છો એ મારામાં ન હોય તો સત્ય કહેવામાં ડર શો? હું જાણું છું કે તમ્હારો સ્નેહ મારે માટે અનહદ છે. જરા પણ વિસરતી નથી કે તમે જે કાંઇ મારે માટે કર્યું છે તે ભાગ્યેજ બીજો કરે પણ....પણ...."

"સંકોચ ન રાખો દેવબાલા! અધૂરાં ન રહો."

"હું જાણું છું માસ્તર! તમ્હને દુઃખ થશે. હું બહુ દીલગીર છું. તમ્હારી લાગણી ભરી સેવાભકિત કયા શબ્દોમાં ગુંથું? મિત્ર તરીકે તમારો હક્ક મ્હારા ઉપર હંમેશનો છે પણ....પ્રેમ નહિ આપી શકું." અશક્તિ આખા શરીરમાં ભરાઇ.

પધારે તો પણ ઓછું છે!" મલકાતા ભટ્ટ પાટ ઉપર ગોઠવાયા અને ફોજદાર રજા લઇ ઊઠ્યો.

"આવજો સાહેબ....કામકાજ હોય તો જરૂર કહેતા રહેજો."

ભાન ભૂલેલા આ મૂર્ખ અમલદારને રણછોડ શેઠ અદ્દભૂત ઉમળકાથી વળાવી પાછા આવ્યા.

"ભવાનિશંકર! તમારો ભૂતો માળો ખૂબ પાવરધો દેખું! મોતીના દાણા જેવું એનું નામું અને કાતર જેવી એની જીભ! ફોજદારની મુગ્લાઇને પણ માળો....કલમને ટેરવે રમાડે છે, હોં!"

"શિવ! શિવ! શિવ! એ શું વદ્યા શેઠ!" દીકરાના ગુણનું વર્ણન સહન ન કરી શકવાનો ડોળ કરતાં ભવાનિશંકર હસી પડયા.

"ખરું કહું છું, ભટ્ટ!" ખંધાઇથી શેઠે મ્હોં મલકાવ્યું અને અદીઠ આનંદની છોળોનો અનુભવ લેતા હોય એમ દીવાનખાનાનું અવલોકન કરી રહ્યા. "આમ બે વરસ ચાલ્યું તો મોડ ગામનો રાજા...."

"રણછોડ શેઠ!" ભટ્ટે વખત સર વેતર્યું.

"અને આ તમારો ભૂતો....! ભૂતાનો પણ બેડો પાર ભટ્ટ! કેમ બોલતા નથી?"

"હવે રાખો શેઠ! પાંચ વરસથી ભૂતો બાપડો વીસથી એકવીસમો રૂપિયો પગારનો દેખતો નથી અને તમે કહો

છો બેડા પાર! શેઠ! તમારે ત્યાં શું નથી? નવેનિધ અને અષ્ટસિદ્ધ....ભૂતાનો હવે તમારે વિચાર કરવો જોઇએ."

"જરૂર, જરૂર." કહી શેઠ થનગની ઊઠયા. આ વયે અને આ સંજોગોમાં શેઠમાં અચાનક જોમ કેમ પ્રદિપ્ત થયું એ ચતુર ભટ્ટ સારી રીતે જાણતો હતો. દીકરાનો સ્વાર્થ સાધવાનો સમય આવી લાગ્યો એમ કલ્પી ભૂદેવે દાવ ફેંક્યો.

"પૂર્વ જન્મના પુણ્યે રૂપરૂપના અંબાર સમી લક્ષ્મી ઘરમાં પધારી, શેઠ! હવે તો દીલ પહોળું કરી આત્મ-કલ્યાણને પરમાર્થ સાધો! બ્રાહ્મણની આશિષ તમારી આશા પૂરી કરશે." શેઠ ચમક્યા. નવીનું મોઢું પલભર તેમની દ્રષ્ટિ સમક્ષ રમી રહ્યું. પાંચ પળ સોનાનાં બટન સામે તેમના આગળાં ગેલ કરી રહ્યાં. કોઇ અદૃષ્ય મસ્તીમાં શેઠની આંખો નાચી રહી.

"નવી! ઓ નવી!" અંદરના ખંડ તરફ મોં ફેરવી શેઠે બૂમ મારી.

ભવાનીશંકરે ચોકના બારણે મીટ માંડી, અને કાન સતેજ કર્યા.

"કેમ?" દૂરથી–ઝીણો ઘંટડી જેવો અવાજ આવ્યો.

"જરા અહીં આવો તો...." ભલભલાથી ન દબાય એવા શેઠને પહેલી જ વાર આટલા નમ્ર અને મૃદુભાષી ભટે જોયા.

સુંદર સ્ત્રીને જોતાં કોણ હરખાતું નથી? કોણ પલભર રોમાંચ અનુભવતું નથી? મન, વચન અને કર્મે કરેલું પાપ જગત પાપ લેખે છે, પરંતુ કલ્પનાસૃષ્ટિમાં રમણ કરતી માનુષી મનસ્વીતા–વિહારની વાટિકાઓમાં ભમતી અનેક છૂપાં પાપો કરે છે, જે છૂપાં જ રહે છે. અનેકથી આવાં છૂપાં પાપો રોજ થાય છે અને થયાં કરે છે, અને નીતિ અનીતિના સૂત્રધારોને તે જાણવાની દરકાર પણ હોતી નથી. તો પછી વ્યાકરણ વિનાનું સંસ્કૃત બોલતા–મોડ ગામમાં સુવિખ્યાત મનાતા અને પંડીતની ઉપમાને યોગ્ય લેખાતા એવા ભવાનિશંકર ભટ્ટ કદાચ આવા છૂપા પાપથી દૂષિત હોય તો એમાં એ બિચારા બ્રહ્મ જીવનો શું દોષ? અને ખરેખર બન્યું પણ એમ જ.

અંદરના ખંડમાંથી ઝાંઝરનો ઝંકાર પાસે આવતો સંભળાયો કે ભટ્ટ સફાળા ઊઠયા. બીજી જ પળે, સંસ્કૃત નાટકોના ગુજરાતી ભાષાંતરો વાંચી તેમની થાકી ગયેલી આંખોમાં–રસિક તેજસ્વિતા પ્રગટી અને આકર્ષક અંગમરોડથી, રૂપ ભર્યું મ્હોં છૂપાવી ઉભેલી નવીને દ્રષ્ટિ ચુંબનથી વધાવી તેમણે આશિષ ઉચ્ચારી.

"ભટ્ટ મહારાજની આશિષ માંગો, નવી! આપણે ઘેર પારણું ઝૂલે....!" નવી ચમકી ને શેઠના ઉપર ડારતી દ્રષ્ટિ ફેંકી. એક અસહ્ય તીર શેઠના સીનામાં ખૂંચી ગયું.

"ધનં...ધાન્યં....પશુ પુત્રં લાભં...." ભવાનિશંકરે ધ્રૂજતા સ્વરે બોલવા માંડયું. ક્રોધ ભરી નવી ગર્વથી લચી

પડતી–ઠમકાથી ફરી અને ભટ્ટને નમીને ઝપાટા ભેર ચાલી ગઇ. વીજળીનો ચમકાર આખા ખંડમાં પથરાઇ અદૃષ્ય થઈ ગયો, અને વનમાં પ્રવેશવાની તૈયારી કરતા બે લિપ્સુ જીવોની આંખો નવીની રૂપરાશિની સૌંદર્યપ્રભાથી અંજાઈ ગઇ. " હરિ ! હરિ ! હરિ ! " ભટ્ટે કારમો નિશ્વાસ નાંખ્યો.

" ભટ્ટ ! નવી તે નવી જ બસ ! ખરેખર ! એણે તો મારું જીવન–મારી દુનિયા અને મને પણ નવો બનાવી દીધો. ભૂદેવ ! તારી આશિષ સાચી પડી–અને....અને રણછોડશેઠની હવેલીમાં પારણું ઝૂલ્યું....તો....તો તને ચાટા વચ્ચે એક ફક્કડ હવેલી બંધાવી આપીશ ! " બાલ મૈત્રિનું સાર્થક થતું જોઈ ભૂદેવ પાણી પાણી થઇ ગયા.

" અરે શેઠ એ શું વધા ? આપની મહેરબાની....! "

" હવે ભટ્ટની મહેરબાની....! ભૂતા ! એ ભૂતા ! " શેઠે બૂમ મારી. તેમનું મગજ અત્યારે આનંદની ઉર્મિઓ પર થનગનતું હતું. ઉપરની મેડી પરથી ધડધડાટ એક પચ્ચીસ વર્ષનો યુવાન ઉતરી આવ્યો. " ભૂતા ! " શ્રીમંતોને સુલભ એવા રોબથી શેઠ બોલ્યા : " ભવાનિશંકર ભટ્ટને રૂપિયા પચાસ દક્ષિણા આપી દે. " ભૂતો પલભર અવાક્ બની શેઠના શબ્દો તોળતો ઉભો, અને ભવાનિશંકરને ધરતી પગ નીચેથી સરી જતી લાગી.

" અને જો... " સીડી તરફ દોડતો ભૂતો ખંચાયો. " નથમલજીની હુંડીનો જવાબ આવ્યો ? ના આવ્યો હોય તો તાકીદ કર, નહિ તો એ મારવાડાઓની ઉંઘ નહિ ઉડે;

આર્યન મીલની દલાલીનો હિસાબ તૈયાર કર, અને હજારેકની રોકડ તૈયાર રાખ....જા....જલ્દી કામ આટોપી લે...."

"બીજું કાંઈ ?" ભૂતાએ સવાલ કર્યો.

"હેં !" શેઠ ચમક્યા. તેમની આંખોમાં તેજ ઉભરાઈ રહ્યું "બીજું ? અરે હા....! ! અને બીજું....જો યાદ રાખ.... પેલી ધનકોરના બધા કાગળિયાં ફોજદારને સોંપી દે...ભવા-નિશંકર !....હું તે મારું ઘર સંભાળું....મારું સુખ જોઉં કે વિધવાઓની પાછળ રખડતો ફરું ?" ભવાનિશંકર જવાબ દે તે પહેલાં જ શેઠ આવેશમાં આવી જઈ ભૂતા પાસે આવ્યા, અને તેને ખભે હાથ મૂકી જાણે પોતાના દીકરાને વાત કરતા હોય તેવા દેખીતા વ્હાલથી ધીમા સ્વરે બોલ્યા:

"–અને સાંજે ઘેર જતા પહેલાં પેલા વજલાને મળીને કહી દે જે કે શેઠનું માન્યું હોત તો આજે આ દિવસ જોવા વારો ન આવત." ભૂતાને છેલ્લી સૂચના આપી શેઠ કંટાળા જનક રીતે પાસે પાટ પર બેઠા. "ભટ્ટ ! જોઈ આ રોજની ઉપાધી....? પૈસાદારને ગામ આખાની પંચાત...."

પાનના ડબામાંથી શેઠે એક નાનું પાકી ગયેલું પાન શોધી કહાડ્યું, અને તેની નસો છોલવા માંડી. એટલામાં ભૂતો ગંભીર શાંત પગલે શેઠ પાસે આવ્યો અને લાંબે હાથે ગજવા-માંથી કાગળ કાઢી શેઠની નજર આગળ ધરી રાખ્યો. પાંચ પળ એ કાગળ પર શેઠની આંખો સ્થીર થઇ અને કંઈક અજાયબી, અને ગુસ્સો અનુભવતી ભૂતા તરફ વળી.

"ભૂતા !....શાનો કાગળ છે ?"

"મારું...મારું....આ રાજીનામું !"

"રાજીનામું ?" રણછોડ શેઠના ટેવાયલા હાથમાંથી પાન સરી પડ્યું.

"હા જી. આજથી મારી નોકરીનું હું રાજીનામું આપું છું !" શેઠની પાસે રાજીનામાનો કાગળ મૂકતાં ગભરાતાં ને ધ્રૂજતાં ભૂતાએ કહ્યું.

"શા માટે ? આટલે વર્ષે મારે ત્યાં તને શું દુઃખ પડ્યું કે રાજીનામું આપે છે ? ભૂતા! તું પણ તારા બાપની જેમ સવારથી જ ભાંગ ચડાવતાં શીખ્યો લાગે છે !"

"ના જી."

"ના જી, ના જી, શું કરે છે ? મેં તને હમણાં તો કહ્યું કે આ મહિનાથી તારો પગાર વધારી રૂપિયા પચ્ચાસ કર્યો છે !" ઉભરાતા હર્ષથી ભૂતો ચાર છલાંગમાં મેડી ચઢી ગયો, અને ભવાનિશંકર ખડખડાટ હસી પડ્યાં.

"ખરેખર શેઠ ! હું ભાંગ પીઉં અને તમને ચઢે તે તો આજે જ જાણ્યું, પરંતુ....ગરીબ બ્રાહ્મણની દક્ષિણા હજુ બાકી છે !"

"હા....ભાઇ હા....બાપ-દીકરો બંને વાણિયાને લૂંટી ખાશો ત્યારે જ જપશો."

બંનેનું છુટું હાસ્ય મેડી પર ગણાતા રૂપિયાના પરિચિત અવાજ સાથે ભળી જવા લાગ્યું.

[ ૨ ]

ભૂતા મેતાના ઉત્કર્ષ સાથે મોડ ગામનાં દિદાર ફરી ગયાં. દેશ અને સમાજના પ્રચાર કાર્યમાં, ગામ અને જ્ઞાતિની સુધારણામાં રણછોડશેઠની જય બોલાવા લાગી. અનાથ આશ્રમ, બાલમંદિર અને યુવકસંઘની ઇમારતો પર રણછોડ શેઠના નામની આરસ તખ્તીઓ એમની ઉદાર સખાવતોનો આંકડો બતાવી રહી. એકની ઉદારતાએ અનેકના હ્રદયમાં સંતોષ ને ઉપકારવશતાની લાગણીના પૂર વ્હેતાં કરી દીધાં. શેઠની કીર્તિના યશગાન ગામનાં કુતરાંઓ પણ ગાવા લાગ્યા. સાથે સાથે ભૂતા મેતાના અલ્પ જીવનમાં વિશાળતા પ્રવેશી, સ્વભાવમાં તીવ્રતા અને દમામ જનમ્યાં અને 'ભૂતો' શ્રીયુત ભૂતા મેતાના નામની વિખ્યાતીમાં સરી પડયો.

અલ્પ જીવોના જીવન ઉત્કર્ષ પાછળ ક્વચિત્ અર્ધ દગ્ધતા અને કકળતાં હૈયાંની કરુણતા હોય છે. ઉદાર સખાવતો અને અવિચારી ક્રૂરતા–પરમાર્થ અને સ્વાર્થ ભરી એક તરફી રમતો હોય છે. શેઠ અને મુનિમના પલટાતાં જીવનનો ઈતિહાસ કંઇક આવો થતો જતો હતો.

એ ઇતિહાસ અનેક મહાનુભાવોનો નામ સ્પર્શ કરે એમાં નવાઈ શી? ભૂતાની મહેરબાનીએ ફોજદારની સાદીનું સ્વપ્નું સાચું કર્યું અને વજલાનું ઘર ગીરો રાખી જેડી શોધી આપી. મોડ ગામના ત્રણ મહાપુરુષોએ ગૃહસ્થાશ્રમ લગભગ સાથે શરૂ કર્યો છતાં 'મોટાના નસીબ મોટા' એ કહેવત માત્ર પૂરવાર કરવા ખાતર ભવાનિશંકર ભટ્ટની આશિષ

ફૂળી. નવીને દિવસ રહ્યા! ભૂતાએ જાણ્યું; ફોજદારે જાણ્યું અને બીબીને જણાવ્યું; પાદરે બીબીએ જેલીને કહ્યું અને જેલીએ વજલા પાસે વધાઇ ખાધી; અને વજલાએ જતાં આવતાં ગામ આખાને સમાચાર ફૂંકી દીધા, અને રણછોડ શેઠના સદ્‌ભાગ્યની અવધિ બધાને દ્રષ્ટિગોચર થવા લાગી.

અને દિવસો પસાર થવા લાગ્યાં.

આળસુ ગામની મર્યાદાહીણુ વાતો ફોજદાર, ભવાનિ-શંકર કે શેઠને કદાચ ગમે પરંતુ શ્રીયુત ભૂતાને કેમ ગમે? સદ્‌ભાગ્ય અને દુર્ભાગ્યની આગાહી તેની કલમે તો આલેખાવી જ જોઈએ-નિરંતર અને અસ્ખલિત.

કમનસીબ વજલો! હરિજન જ્ઞાતિનો એ મહાનુભાવ! બિચારો એક દિવસ ઝડપાયો. ભૂતાનો કોપ તેનું ગળું રેંસવા લાગ્યો.

"વજલા! જેલી તો હવે નવી જૂની થઇ ગઇ! શેઠના પૈસાનું શું?"

"પૈસા! ભૂતા ભઇ પૈસા તો કયે ઝાડેથી લાઉં? જેલીને લાવતાં બહુ ખરચ થઇ ગયો. હવણાં તો મહેરબાની કરો."

"મહેરબાનીની વાત જવાદે વજલા! આઠ દિવસમાં ધીરેલા નાણાં ચુકાવી દે નહિ તો તારું ગીરો ઘર અમારે લીલામ કરવું પડશે, સમજ્યો?"

"અરે ભૂતાભઇ! દયા કરો ભઇશાબ! મને ગરીબને મારો નહિ....હાડા પાંચ રૂપિયા પગારમાં બે મોઢાં તે કેમ

ભરું ? ખાઉં શું અને તમને આપું શું ? દયા કરી ગરીબના માથે છાપરું રહેવા દો ! ભૂતાભાઇ ! ”

“ તે કંઈ ના જાણું.” કલમ પછાડી ભૂતાએ ચોપડો બાજુએ હડસેલ્યો. “ પૈસા લીધા ત્યારે એ બધો વિચાર કેમ કર્યો નહિ ? ” મુનિમની નજરના પ્રતાપે વજલાને લાચાર બનાવી દીધો. પરંતુ જેલી જાય તેવી નહોતી. અત્યાર સુધી તે શાંત બેસી બધું સાંભળતી હતી. તેનો યુવાન પિત્તો ઊછળ્યો.

“ વિચાર તો બધોય કર્યો તો’ ભૂતાભાઈ ! સુથરાઇમાં પગાર વધારવા બહુ બહુ કર્યું પણ ગરીબનું કુણ સાંભળે. રાતદન મજૂરી કરી કરીને અચ્છેર ખીચડી ભાળીયે છીએ–ને પડી રહેવા આ એક ખોરડું છે તે પણ તમે લઇ લેવા માંગો સો ? ”

“ જેલી ! તે બધું શેઠને કહેજે. મારે તો મારો ધરમ બજાવવો જ જોઈએ.” રોકડું પરખાવવાની ભૂતાની રીત પર જેલી અજાયબ થઈ ને વજલાએ તેની સામું જોઈ નરમ થવા નયન સંકેત કર્યો.

“ તમે જ બેવાસો ! ” વજલો બોલવા જતો હતો તેને વચમાં જ ડારીને જેલીએ આવેશથી કહ્યું : “ હાચું ભશી મરોને ? ભૂતાભાઇ ! પૈસા તો હવે હું વેચાઉં તો સે. ધરમ હાટે કહું શું. માનવું હોય તો માનો....બાકી શેઠજીનો વેપાર કંઇ અમારા દેણા ઉપર ખોટકાઇ નથી પડવાનો. ” ભૂતો સાંભળી લાલ પીળો થઇ ગયો. રણછોડ શેઠના વેપારની ચર્ચા એક ઢેડણના મોઢે ! આંખોમાં દુર્વાસાનો કોપાગ્નિ બળવલી ઉઠયો.

"જેલી! જીભા જોડ ન કર. વજલા! તારી બાયડીને મોઢે ડૂચો દે, નહિ તો..."

"અરે ભૂતાભાઈ! મોટા મનીસ થઈ ને બેચાંના બોલ્યા હામુ શે જુવો?"

ખુશામદ સ્વાર્થ સાધનાનું અમોઘ શસ્ત્ર છે. સત્તાધીશો ઘણીવાર આ શસ્ત્રથી વશ થાય છે. ઉપકારવશ ગરીબોને પોતાના જીવનની સાંકડી ગલીઓ વટાવતાં આ શસ્ત્રનો ઉપયોગ કરવો પડે છે અને વજલો પોતાની તક ભૂલે એવો નહોતો. બે હાથ જોડી–ચતુર ને રૂપવતિ સ્ત્રીના પતિ તરીકેની અસ્મિતા વીસરી–તેણે ઉમેર્યું.

"ગરીબ ઢેડ પર તમ જેવા ભેમણ દયા નહિ કરે તો કોણ કરશે? જેલી! ભૂતાભઇનું આંગણું કાલથી રોજ વાળી આવજે; અને ભટ્ટ બાપાને સેમમાંથી કુણાં દાતણનો ભારો રોજ લાવી આપતી રહેજે." બ્રહ્મકોપ પીગળાવતા ઔદાર્યની ભૂમિકા પર વજલાએ પોતાની માનવતા પાથરી. એટલામાં ફોજદારની સવારી નિયમસરની આવી પહોંચી.

"કેમ વજલા! પાછો મુનિમજીનું માથું ખાવા આવ્યો છે કે?" અને જેલી તરફ મલપતું મોઢું રાખી ઉમેર્યું: "ઓહો! કોણ જેલી કે? વજલા! માળી બાયડી તો ફક્કડ લાવ્યો છે ને?" જેલીએ મ્હોં મરડયું અને સોડિયું વાળી જરા દૂર ખસીને ઉભી.

"કેમ મુનિમજી! જાનવરો સાથે શું માથું પકવી રહ્યા

છો ?" ભૂતા પાસે બેસતાં ફોજદારે પોતાની જાતની ઉપકારવશ પરિસ્થિતિ યાદ કરી.

"આજ તો ખરેખર માથું પાકી ગયું. ફોજદાર સાહેબ!"

"કેમ જેલી! ભૂતાભાઇ શું કહે છે ? તમે લોકો એમને કેમ પજવો છો ?" લિપ્સા ભરી નજર ફોજદારે જેલીના રૂપ પર ઠારી. પલમાં ચતુર સ્ત્રી અમલદારીના અભિમાનથી સંસ્કાર વિહીન થઇ ગયેલું એનું હૃદય પારખી ગઇ.

"ભૂતાભઇ ! શેઠજી ઘરમાં સે ?" જેલીએ અણુધાર્યું તીર ફેંક્યું.

" ના, અને હોય તો પણ તને મળવા કંઇ નવરા છે ?"

" એ તમે જાણો, પણ એમને મલ્યા સિવાય હું અહીંથી ખસવાની નથી." પ્રતાપી નિશ્ચલતાથી જેલી બોલી.

" અરે વાહ !" ગમ્મત પડી હોય તેમ ફોજદારે જેલી તરફ આંખો નચાવી: "વજલા ! માળી તારી બાયડી ગાંધીજીના મતની દેખું !"

"ત્યારે જ વજલાને વહેલો ભીખ માંગતો કરશે." ભૂતા મેતાના શબ્દો સાચા પાડવા પોતે કેટલો સહાયભૂત થશે તેનો વિચાર કરતાં ફોજદાર ખંધાઇ ભર્યું હસ્યો. થોડું જેલી હસી અને વજલાનું પણ મોઢું મલક્યું. બધાં પોતાની ઉદારતા, દયા અને નમ્રતાની મશ્કરી કરતાં હોય એમ ભૂતાને થયું.

" વજલા ! 'ઘો મરવાની થાય ત્યારે વાઘરી વાડે જાય' એ યાદ છે ને ?" વજલો ચમક્યો. વાણિયાના મુનિમ કરતાં સરકારી અમલદાર વધારે રહમદીલ હોય છે એમ માની તેણે ફોજદાર તરફ કંગાલિયતથી જોયું. "ફોદાર સાબ ! ભૂતાભાઇને હમજાવો; નહિ તો હું ગરીબ ઘરબાર વનાનો રખડી મરીશ."

" કઇ ઘો મરવાની વાત કરો છો ભૂતાભાઇ !" ફોજદારે ગૂંચવાતાં પૂછ્યું.

"આ પેલી તમારી સામી બેઠી એ !" જેલી તરફ ભૂતાએ કંઇક અણગમાથી આંગળી કરી. "લોકોનાં દેવાં આપવા નહિ ને મિજાજ બાર ખાંડીનો !"

" તે કંઇ તમારી ઉપર નથી રાખેલો હમજ્યા. એમ તો ફોદાર સાહેબ પણ બીબી પઇણી આવ્યા તે શેઠના જ પૈસે ભૂતાભાઇ ! જેલી બધું જાણે સે. ગરીબને કનડવા ઉભા થાવસો તે ફોદાર સાબને તો પહેલાં કહો."

ફોજદાર સાંભળી સડક બની ગયો, અને અપમાનિત થવાનું કારણ શોધતો હોય તેમ ભૂતા તરફ ફર્યો. વજલાને ચોક્કસ થયું કે જેલીએ કાચું કાપ્યું.

"વજલા !" આંખ ફેરવી ફોજદાર દમામથી બોલ્યો : "તારી બાયડી બહુ ચબરાક છે હો !"

"બીબી પણ ક્યાં નથી ફોદાર સાબ !" જેલી ખડખડાટ હસી પડી. ત્રણે પુરુષો કુટડી જેલીની તોફાની જીભથી મહાત થતા દેખાયા. થોડીક પળો વિચિત્ર શાંતિનો ભાર સહેતી પસાર થઇ ગઈ, અને ફોજદાર ઉઠ્યો–શરમાઇ, ઘવાઇ.

"રામરામ ફોજદાર માબાપ." અમલદારની કડવી નજર સમક્ષ વજલો લળી લળી ઝૂકી રહ્યો. જેલી ગાલમાં મીઠું હસી અને ભૂતો ભભૂકયો.

"વજલા! આઠ દિવસમાં નાણુાંનો બંદોબસ્ત થઇ જવો જોઇએ."

"અરે મુનિમજી! કંઇક તો દયા કરો." ભૂતાએ સાંભળ્યું, ન સાંભળ્યું ને ઊડયો.

"ભૂતાભાઇ! ઘરમાંથી શેઠને મોકલજો." જેલી ટહુકી.

ભૂતો ખંચાયો; સત્તાધીશની ડારતી નજરથી પલભર જોઇ રહ્યો. જેલીના શબ્દોની મીઠાશ અને તેની પાછળ સ્પષ્ટ દેખાતો–ઉછળતો–કીલકીલાટ પોતાની કટ્ટર મશ્કરી કરતાં લાગ્યાં.

"વજલા! આ બાયડીને લઇને અહીંથી ટળીશ?"

"મુનિમજી!" વાતાવરણુમાં રણુછોડ શેઠની નવીની બૂમ ગૂંજી રહી. એક પલ વિચાર આવ્યો કે રૂપેરી ઘંટડી જેવો રણુકતો અવાજ સ્ત્રીઓને આપવામાં ઇશ્વરે મોટી ભૂલ કરી છે. બીજી જ પળે રણુછોડ શેઠની નવી મુનિમજી પાસે આવી ઉભાં.

"શેઠનો કાગળ આવ્યો?"

"ના........જી! આજે ટપાલ હજુ આવી નથી."

"એમ! આ કોણુ છે?" વજલો અને જેલીને આંગણુામાં ઉભેલાં જોઇ શેઠાણીએ પૂછ્યું.

"હું........હું........જેલી માબાપ! અને આ....આ.... મારા ઘર વા....ળા." જેલી ખચકાઇ, નીચું જોઇ હસી.

તાજો ગૃહસ્થાશ્રમ આરંભતા શેઠાણી પણ હસ્યા અને મુનિમજી તરફ નજર ઢાળી. ભૂતાને એ નજરમાંથી ઝરતી સમસ્યા પહેલી જ વાર સમજવી કઠણ થઇ પડી.

“ મા બાપ....છોરુ પર દયા કરો. બા ! તમારા ભંડાર –વાડી વજીફા અભરે ભરાશે. ” પતિના સંરક્ષણનો માર્ગ શોધતી જેલીએ ભિક્ષુક વૃત્તિથી હાથ જોડયા.

“ મુનિમજી ! શેઠના આંગણે ભીખારીઓ ટળવળે એ સારું નહિ. બે ચાર આના આપી રાજી કરો. ”

હુકમ કરી શેઠાણી અંદરના ખંડમાં ચાલી ગયાં. શેઠના પૈસાની આસપાસ જીવન ગુંથી રહેલાં મુનિમજી, વજલો, અને જેલી આંખો ફાડી અવાક્ એક બીજા સામું જોઇ રહ્યાં. શેઠ ખરેખર ઘરમાં નથી એમ જેલીને ખાત્રી થઇ અને વજલાના હાથમાંથી બીડી લઇ નિરાશાને ફગાવી દેતી હોય એમ ધૂમાડાના ગોટા કાઢવા લાગી ! પરંતુ........!

[ ૩ ]

પરંતુ......

શ્રીમંતોના કારભારમાં ગરીબો હંમેશ મૃતઃપ્રાય જીવન જીવે છે. ગરીબોના એ જીવનની દરકાર શ્રીમંતોને હોતી નથી; અને ખાસ કરીને એમના કારભારીઓને તો બિલકુલ હોતી નથી. મૂડીવાદ ખરેખર એક અદ્દભૂત નીશો છે.

સવાર સાંજ આંગળીને વેઢે દિવસો ગણાતા વજલાના આઠ દિવસ પૂરા થઇ ગયા. ગામ છોડી રણછોડ શેઠ નવીને

મુનિમજીની તહેનાતમાં સોંપી, એવા તે શા કામમાં રોકાઇ ગયા એ જેલી અને વજલાને સમજાયું નહિ. બંનેને આખું ગામ સૂનું લાગવા માંડયું. ભૂતાભાઇએ પાથરવા માંડેલી વિષમ જાળમાંથી ઉગરવાનો એક માત્ર રસ્તો રણછોડ શેઠ છે એમ બંને અરસ પરસ મનાવી રહ્યાં.

પરંતુ માણુસ ધારે છે કંઈ અને ઇશ્વર કરે છે કંઇ.

અને ખરેખર બન્યું પણ એમ જ. નવમા દિવસની સવારે ઉઠતાં જ વજલાએ કાળી બિલાડી જોઈ અને રાતની વધેલી ખીચડી ખાંતાં જેલીએ જોઇ.

“ આ પેલા રઘલાની બિલાડીનું ઉઠતાં જ મોં જોયું તે આજ દન કેમે જવાનો છે! ” કંગાલિયતભરી બીકથી વજલાએ જેલીને ફરિયાદ કરી.

“ હું પણ બળ્યું એની જ વાત કરતી'તી તો! રાતની ખીચડી પણ એ રાંડ ખાઇ ગઇ ને તમે કામે બાંધી શું જશો? અડધી ઘડી થોભો; અબઘડી રોટલો ઘડી દઉં. ” છોડિયાંનો ભારો હાથમાં લઈ જેલી ચૂલા તરફ વળી.

“ જવાદે માથાકૂટ....બપોરું ચા પી ચલાવેશ. મોડું થશે તો પેલા હુધરાઈ વાળા મા બેન હંભારશે. ” સળગતી બીડીનો ગલ ભીંતે ઘસી વજલો ઊઠયો ને ખૂણે પડેલાં ઝાડુ ને ટોપલો લીધાં.

“ હાશ રામબાપા! ” કહીને તે વંડીમાં આવ્યો અને એકાએક તેના પગ અટકયા.-ધ્રૂજવા લાગ્યા. હૃદય બંધ પડી જતું હોય એમ થયું અને લથડતી જીભે તે બોલ્યો :

"કો...ણ મુનિમજી ! આવો...આવો....અત્યારે ગરીબ ને ત્યાં ?"

સામે, યમરાજ સમો ભૂતો, ક્રૂર નિષ્ઠુરતાના અંગારા વેરતો ઉભો હતો. પાછળ સતાના પ્રતિનિધિ સમો ફોજદાર રસુલ ઘાંચી સાથે ઉભો ઉભો મૂછમાં હસ્તો હતો. એકની ગંભીરતા અને બીજાનું તીરસ્કાર પ્રસારતું હાસ્ય–એમાં વજલાને પોતાના વિનાશની લિપિ વંચાઇ. જેલીને પરણ્યો ન હોત તો કેટલું સારૂં એ વિચાર વીજળી વેગે મનોરાજ્યને વીંધી પસાર થઇ ગયો.

અપૂર્વ શાંતિ ભરી પાંચ પલ વીતી ગઈ. ઇશ્વરના એક ક્રૂર હાસ્યનો ધ્વનિ બિચારાના ફફડતા હૈયામાં ગૂંજી રહ્યો. માથું ઉંચકવાનો કે દયા માંગવાનો હક્ક ગરીબોને નથી એમ મૂડીવાદી જગત નિરંતર માને છે. એ માન્યતા જ અનેક અક્ષમ્ય ગુન્હાઓ કરાવે છે, છતાં સત્તાનાં સૂત્ર આત્મરક્ષા ખાતર એ ચલાવી લે છે. આ સમજવા જેટલું વજલો ભણ્યો નહોતો. પરંતુ બુદ્ધિશાલી મા બાપને પેટે ઉછરેલી જેલી પલમાં મુનિમની રમત પામી ગઇ!

"વજલા ! અઢીસો રૂપિયે રસુલ ઘાંચી તારું ઘર લેવા તૈયાર છે ! બોલ, શું વિચાર છે ?"

"જેલીનો વિસાર એ મારો વિસાર !" દયાભર્યું મોઢું વજલાએ જેલી તરફ ફેરવ્યું. પોતાની સ્રીમાં તેને અજબ શ્રદ્ધા હતી.

"શેઠની લેણી રકમ એટલી સે, મુનિમજી ?" વીરાંગનાના દમામથી જેલીએ પૂછ્યું.

"રૂ. ૨૭૭-૬-૩." ભૂતાએ ચોપડીમાંથી વાંચ્યું.

"ભૂતાભઇ! ઘર વેસીખાતાં શેઠનું લેણું તો બાકી રીએ સે."

"તે હું શું કરું?" ભૂતાએ નયન ઈશારે ફોજદારને વહારે ધાવા સૂચવ્યું.

"જો ને જેલી! રસુલ વિના તારું ઘર ગામ આખામાં કોને ખપ લાગે? તમે જાતે રહ્યાં ઢેડ એટલે...."

"હવે રાખો ફોદ્દાર સાબ! ઢેડને નાણાં ધીરતાં વાણિયા અચકાતાં નથી. ઢેડનું ઘર ગીરો રાખતાં રણછોડ શેઠ પણ અચકાયા નહિ, ને ભામણનો હિકરો થઈ ભૂતો મુનિમ ઢેડનાં ઘરબાર લૂંટાવી દેતાં અચકાતો નથી!"

"પણ તારું ઘર લેનાર તો ગામ આખામાં કોઇ મળવો જોઇએને?"

"તે ફોદ્દાર સાબ! આ કંઇ મુવાનો માલ ના હમજતા હોં? ગામમાં લેનાર મળે તોય મારે મારું સાપરું અઢી-હોમાં વેસવું નથી. તમે કહી રહ્યા?"

"તે તું જાણે. વજલા! તારી બાયડીને સમજાવ. પાંચ જીંદગી જશે તો ય તારાથી શેઠના નાણાં ચૂકવાવાનાં નથી! રસુલને ઘર વેચવા સિવાય તારો છૂટકો જ નથી."

"હોવે ચ્યમ નહિ? રણછોડ શેઠની દોલત પરવારી મારા ઘર પર અટકી બેઠી સે તેથી સતો." જેલીનો પિત્તો હાથથી ગયો. "ભૂતાભઇ! પાંચહોનું ઘર અઢીહોમાં વેચા-

વવા તૈયાર થયાસો તે કંઇ હરામનો માલ ભાળ્યો કે શું ? શેઠને આવવાદો પસે હા થઇ રે'શે. ”

“ શું કપાળ થઇ રહેશે ? ગામ ધણી જેવો રણછોડ શેઠ આવી પંચાતમાં પડવા નવરો નથી. વજલા ! આ બધી ડાચાકુટમાં તું સાર નહિ કાઢે બચ્ચા ! વાયદો પૂરો થયો. લીધા એવા પૈસા પાછા ગણી દો....નહિ તો.... ”

“ નહિતો....! ” જેલીની આંખોમાંથી અગ્નિ ઝર્યો.

“ નહિતો....છાપરું ગુમાવી ગામ છોડવું પડશે–ગામ ! ” ફોજદારે ભૂતાનું વાકય ધમકીના દોરથી પૂરું કર્યું.

“ભૂતાભાઇ ....! આમ શું કરો મા બાપ !” ગભરાતો વજલો કોઈ કંગાલ પ્રાણી માફક કરગરવા લાગ્યો. એની ક્ષુદ્ર નિર્જીવતા પર જેલીને તીરસ્કાર આવ્યો અને ગુમાન ભરી તે ચડપ ઉભી થઈ ગઇ.

“ હવે લાજી મરો. તમે તે મરદ સો કે બૈરું ? ”

“ફોદ્દાર સાબ ! આ અંગરેજી રાજ સે ! ગામ બહાર કાઢનારને તો હજુ જનમ લેવો પડશે, હમજ્યા ? ” છેલ્લું વાકય સાંભળી ફોજદારનું પાણી ઉતરી ગયું. ધરતી માર્ગ આપે તો સમાઇ જવાનું એને મન થયું, પરંતુ ધરતીએ માર્ગ આપ્યો નહિ; અને ઉભું રહેવું અસહ્ય લાગવાથી અચાનક પોતાની પદવી યાદ કરી લીધી.

“ સિપાઇ ! ” ફોજદારે બૂમ મારી. દૂર–ન દેખાય તેમ ઉભેલા બે ચાર સિપાઈઓ નજીક દોડી આવ્યા.

"હમણાં ને હમણાં વજલાના ઘરનો બધો સામાન બહાર ફેંકી દો."

"ખબરદાર!" જતા સિપાઇઓને રોકી, જેલીએ ગર્જના કરી. "હજુ કહું છું ભૂતાભઈ, પાસા જાઓ. ચતુરાઈ રહેવા દો, અને ત્રણ ટકાના આ અમલદારની શિખવણી પર ન ચાલો."

"સિપાઇઓ! જોઈ શું રહ્યા છો?" ફોજદાર નજીક ધસી આવ્યો ને ત્રાડ નાંખી.

જેલીને ધક્કો મારી સિપાઇઓ ઘરમાં પ્રવેશ્યા. નિર્માલ્ય નિર્વીર્ય બની વજલો ધ્રૂજવા લાગ્યો. જેલીની આંખો ફાટી ગઇ. તેના આખા અંગે ઝનૂન વ્યાપી ગયું; આવેશની છોળમાં તે સિપાઇઓની પાછળ ઘરમાં દોડી.

"રામ દુહાઇ! સામાનને આંગળી અટકાડી તો!" જોગમાયા જેવી જેલી રસ્તો રોકી ઉભી. પલભર સિપાઈઓ ખમચાયા. બીજી પલે "ચલ હટ" કહી મેરૂ સિપાઈએ જેલીને ધક્કો માર્યો અને બાપડી કોઠી પર ગોઠવેલા મટકા પર અથડાઇ પડી. મટકાં ભયંકર અવાજ સાથે ચૂરા થઈ ગયાં, અને સંતાઇ રહેલાં ઉંદરોએ ગભરાટમાં દોડા દોડ કરી મૂકી.

"ભૂતાભઇ! આ ધીંગાણું તમને શોભતું નથી હોં......." વજલાની છેલ્લી આજીજીએ જેલીનું ખૂન તપાવ્યું અને તોફાનમાં તે ઉઠી.

ખાલી કોઠીને બળથી ઉંચકીને સામાન લઇ જતા સિપાઇઓ પર ફેંકી. કોઠી સિપાઇઓના માથે અફડાઇ ચૂરા થઈ ગઈ. મેરુને બીજો સિપાઇ ભોંયે પટકાઇ પડ્યા.

“વજલા !” ફોજદારે બૂમ મારી. “તેરી ઓરતકું ઘરકી બહાર નીકલ દે ! વર્ના અભી ચોકીમેં બંધ કર દૂંગા !”

ભોંયે પડેલા સિપાઇઓ ઉઠવા મહેનત કરે તે પહેલાં જેલીએ જે હાથ આવ્યું તેનો વરસાદ સિપાઇઓ પર વરસાવી દીધો....ફોજદારનો હુકમ વીસરી તેઓ જીવ લઇ ઘર બહાર ધસી આવ્યા.

“જેલી ! જેલી !” બૂમ મારી વજલો જેલીને રોકવા દોડ્યો. કમ નસીબે તેના કપાળમાં જેલીએ ફેંકેલું તાંસળું વાગ્યું અને “ઓ જેલી !” કહી તે બાપડો ઉંબર બહાર ઢળી પડ્યો.

“ઓ ભગવાન !” જેલી ગભરાયલી વજલા પાસે દોડી આવી; તેના કપાળમાંથી લોહીની ધારા વહેતી જોઇ. “વજલા ! વજલા !” કકળાણથી જેલી રોઈ પડી, અને સાલ્લાનો છેડો ઘા પર દબાવ્યો. દરમિયાન ફળિયામાં કોલાહલથી આકર્ષાઇ માણસો ભેગા થવા લાગ્યા. એક ખૂણે રઘલો પોતાની આધેડ સ્રી સાથે બેફામ ડાચું વકાસી ઉભો હતો, અને તુલસી ક્યારા પાછળ લપાઇ એની કાળી બિલાડી પીળી આંખો ટગમગાવતી હતી. મામલો હાથથી જશે જાણી, કે પોતાની હાંસી થઇ જશે, કલ્પી ફોજદાર ભૂતા મહેતા સાથે સંકેતમાં રોકાયો, અને રસુલ ઘાંચીએ મોટે અવાજે નાક નસી કર્યું.

"રસુલ! ઘર પર તુમ્હારા તાલા લગાદો. મ દેખતા હું કોન રોકતા હૈ." ફોજદાર સિપાઇ સાથે બારણા તરફ આવ્યો. એક ઘડીમાં વજલાના ઘરનો કંગાલ સામાન ફળિયામાં ખડકાયો ને ધ્રૂજતે હાથે રસુલે બારણે તાળું માર્યું.

સાંકળ–તાળાનો અવાજ સાંભળી જેલી ચમકી; તેણે આસપાસ જોયું. આખું ગામ તમાશો જોવા આવેલું લાગ્યું. ભગવાન સિવાય ગરીબનો બેલી કોણ? જેલી નિરાશામાં બબડી

ને તે ઉઠી–ચડપ. ફોજદાર, ભૂતો ને રસુલ ઉભા હતા ત્યાં ધસી આવી. તેની આંખમાંથી અગ્નિ ઝરી રહ્યો.

"ફોજદાર! સરકાર માબાપનો નોકર થઇ વગર વાંકે તેં મારા ઘરને તાળું મારી અમને રઝળતાં કરી મૂક્યાં–મારો રામ ભગવાન તને એ ઇજ્જત કરી વન વન રઝળતો કરી મૂકશે." અને ક્રોધમાં લાલ થયેલી આંખો ભૂતા તરફ ફેરવી. "....અને ભૂતાભઇ! રણછોડ શેઠના તમે બે બદામના નોકર સો. શેઠની શ્રીમંતાઇ પર તમે કલંક સો. મને ઘર બાર વિનાની કરી મારો સંસાર આજ ધૂળમાં તમે મીલાવી દીધે!–ગરીબને ન્યાયની ભીખ આપવા બદલ તમે ઠંડી ક્રૂરતા દાખવી; તમે, બેમણુ નથી ચંડાળ સો! હું–હરિજન કન્યા–તમને શાપ આપું છું કે મારું ઘર ભાંગતાં તમને દયા ન આવી; એક દિવસ મારો ભગવાન તમારું ઘર ભાંગશે. શેઠની શ્રીમંતાઈ ને કલંકમાં રગદોળશે, અને....અને....મારા આશા કોડ....જેમ અકાળે લૂંટી લીધાં તેમ........"

અને વાક્ય પૂરું કરે તે પહેલાં ભૂતો–ફળિયું છોડી

ચાલી ગયો-આખે અંગે શીત વ્યાપી ગયું હોય તેમ જોમ વિનાનો, અશક્ત બની અને ધ્રૂજતો.

ફોજદારના હુકમથી ફળિયાની મેદની વિખરાવવા લાગી. માત્ર રઘલાની કાળી બિલાડી, ક્યાંય સુધી જેલી ને વજલાની કરુણ અવદશાનો વિચાર કરતી ઊભી રહી.

[૪]

ગરીબોના કરુણ ઇતિહાસની નોંધ જગતમાં કોઈ લેતું નથી; એમ નિરાધાર વજલો જેલીને અનેકવાર સમજાવી ચૂક્યો, છતાં તેના બંડખોર મનસ્વી પણાને જરા પણ સંતોષ થયો નહિ.

ગામ બહાર નદી તીરે અને સ્મશાનની નીકટમાં જેલીએ કાટમાળ ભેગો કરી વજલાની મદદથી જેમ તેમ એક ઝુંપડું ઉભું કરી પોતાનો સંસાર પુનઃ આરંભ્યો. મોડ ગામ કમનસીબ દંપત્તિને ભૂલવા મથતું હતું; પણ જેલીનો અભિશાપ સત્તાના ક્રૂર સુત્રધારોને વિસરવા ઇચ્છતો નહોતો. વજલાની નિર્માલ્યતા, અને જેલીનું ઝનૂની સૌંદર્ય ફોજદાર ને મુનિમના હૃદયમાં ખૂબ ખૂંચી ગયું હતું. અને જેલીનો શાપ તો........!

" તમે વાત જ નહિ કરો, ફોજદાર સાહેબ ! જેલી જેવી ઉસ્તાદ બાયડી આખા ગામમાં બીજી મળવી મૂશ્કેલ છે !" ચોપડાનું પાનું ઉથલાવતા ભૂતાએ કહ્યું.

" છે ઢેઢની જાત પણ માળી બહુ ખૂબસુરત........! વજલો ખરેખર નસીબવાન છે !" ફોજદારે સીગારેટ સળગાવી અને ધૂમાડાના ગોટા મુનિમની આસપાસ પાથરવા માંડ્યા.

"ખરેખર! ત્યારે તો બાપડા વજલાને ભીખ લેગો કરી દીધો!" પોતાની બહાદુરીની અરસપરસ તારીફ કરતા હોય તેમ બંને ખંધુ હસી પડયાં. ફોજદાર મુનિમની નજીક સરકયો અને કોઇ સાંભળે નહિ તેમ ધીમા પણ સ્પષ્ટ અવાજે ઉમેર્યું: " પરંતુ, શેઠાણીની ખૂબસૂરતી આગળ જેલી તો શું-સ્વર્ગની પરી પણ પાણી ભરે મુનિમજી!"

ભૂતાએ ચોપડામાંથી ઉંચું જોયું અને ફોજદારની રસિકતાનું માપ કાઢતાં કૃત્રિમ હાસ્ય વેર્યું

" શેઠ તો મુંબઇ બહુ રોકાયા?" ફોજદારે અચાનક પૂછ્યું.

"આજ કાલમાં આવવા જોઇએ. ગઇ કાલે શેઠાણી પર કાગળ હતો."

" એમ ? " ભૂતાએ ડોકી હલાવી હા પાડી.

" મુનિમજી!" પાસેના ખંડમાંથી શેઠાણીનો અવાજ આવ્યો.

"જી!" ભૂતો ચમકયો અને ફોજદાર સ્વસ્થ થઇ ગયો. ચોપડો બાજુએ મૂકી ભૂતો ચડપ ઉઠયો અને બારણા પાછળ અદૃશ્ય થઇ ગયો. ફોજદારની રસિક નજર વસાયલા બારણાને અથડાઇ અને પેલી પારના દૃશ્યને જોવા નિરર્થક મથી રહી.

× × ×

લગભગ પાએક કલાક પછી ભૂતો બારણું ખોલી પાછો આવ્યો. તેનો ચ્હેરો-ભિતરી ગયેલો-ઉદાસ ફોજદારે જોયો. ને તેને વ્હેમ પડ્યો. ગુપચુપ, કંઈક દેખીતી ઝડપથી, ચોપડાના પાના ભૂતો ઉથલાવવા લાગ્યો, અને ફોજદારનો વ્હેમ મજબૂત થયો.

"કેમ મુનિમજી! કંઈ શેઠાણીએ........"

"હા....જરા ઉભા રહો....પાંચને સાત બાર....બાર....ને....નવ....એકવીસનો એક ને વદી બે...બે....બે...." કાગળની કાપલીમાં ભૂતો ફોજદારને ન સમજાય તેવા ખાતાનો હિસાબ ગણતો હતો.

અને આમ પાંચ મિનિટ વહી ગઇ. આખરે ફોજદાર અકળાયો ને રજા માગી.

"ઠીક ત્યારે ભૂતા ભાઈ...તમે તો કામમાં છો. વળી પાછો ફુરસદે આવીશ." સીગારેટનું ઠુંઠું ફેંકી ફોજદાર ઉઠ્યો ને ભૂતો ચમક્યો.

"ફોજદાર સાહેબ!....જરા ઉભા રહેજો!" એક હાથમાં પેન્સીલ અને બીજા હાથમાં કાગળની કાપલી લઈ ભૂતો ઉઠ્યો.

"આ જુઓને-તમારો હિસાબ રૂપિયા ૫૦૧-૧૩-૦ થાય છે. શેઠાણીનું કહેવું છે કે વજલાએ તો ઘર ગુમાવી દેવું ચૂકાવ્યું; તમે હવે તમારી આ રકમ ક્યારે આપો છો?"

"રકમ!" ફોજદારનું હ્રદય ધબકી ઊઠ્યું.

"કેમ ભૂલી ગયા? શાદી વખતે તમે લઈ ગયા હતા તે! આજ દીન સુધીના વ્યાજ સાથેનો આ આંકડો છે!"

"હા, મેંજ મુનિમજીને આંકડો આપવા કહ્યું છે; ફોજદાર સાહેબ!" પૂજાનું પાત્ર હાથમાં લઇ શેઠાણી અચાનક બે પુરુષો વચ્ચે આવી પડયાં. બંનેને લાગ્યું કે શેઠના પૈસાની રખેવાળી કરતી આ નવોઢા મરદોનું પાણી ઉતારતી હતી. વફાદારી બતાવતી ગુલામીનું પ્રદર્શન કરાવતો ભૂતો અદબભેર ઉભો હતો, અને કડક અમલદારી વાપરતાં શીખેલો ફોજદાર બિલકુલ અસ્વસ્થ થઈ ગયો.

"વજલા જેવા ગરીબ પાસેથી રકમ વસુલ કરતાં કેટલી તકલીફ પડી....? તો આતો ગામધણી જેવા તમે-ને વળી સરકારી અમલદાર....! તમારો વ્હેવાર, ફોજદાર સાહેબ, ચોકખો હોવો જોઇએ." શેઠાણીએ ડારતી-સમજાવતી-યાદ અપાવતી એક સ્થિર નજર ફેંકી અને જવા પગલું ઉપાડયું.

"-અને મુનિમજી! શેઠને હમણાં જ તાર કરી દ્યો કે જલદી પાછા આવી જાય. આ બધી ડાચાકૂટ મારે શા માટે જોઇએ? રસોઇયાને પૈસા આપી શાક પાંદડું મંગાવી લો. હું પીપળાની પૂજા કરવા જાઉં છું!" રૂપનો અંબાર ફેલાવતાં અને કેસરની સુગંધ પાથરતાં શેઠાણી ઘર બહાર નીકળ્યાં. રસિકવૃત્તિને બહેલાવે એવું વાતાવરણ બંને પુરુષોની આસપાસ ફેલાઇ રહ્યું; છતાં બંને એક બીજા તરફ જોવાની હીંમત ન કરી શકયાં.

" મુનિમજી ! વજલાની જેલી મહા ઉસ્તાદ નીકળી ! !" ફોજદારના હાથમાં હિસાબની કાપલીનો સ્પર્શ દુઃસહ થઇ પડ્યો.

" ઉસ્તાદ ! ફોજદાર સાહેબ....બ્રાહ્મણનો બોલ માનજો ! મને તો લાગે છે જેલીનોશાપ આજથી શરૂ થયો ! " ભૂતો કમકમી ઊઠ્યો.

" કોનો શાપ શરૂ થયો ? " ડંગોરો ઠોકતાં ભવાનીશંકર ભટ્ટ પધાર્યા. ફોજદારને ભૂતો પલભર એક બીજા તરફ જોઇ રહ્યા. " ઓહોહો...કોણ ફોજદાર સાહેબ! કાં આજ બડી ફજરમાં શેઠને ત્યાં ? " સૂકું ને લાંબૂ કાઠું પાટ પર કંઇ સાવચેતીથી આસન બદ્ધ ગોઠવતાં ભટ્ટે ઉમેર્યું: " ભતા ! શેઠ આવ્યા કે ? "

" ના બાપુ ! "

" કેમ આ વખતે કંઇ બહુ રોકાયા ? પેલી પાનની તાસક લાવતો. " ભૂતો પાનની તાસક લેવા ગયો અને ભ ગૂંચવાતા ફોજદાર તરફ જોયું.

" ફોજદાર સાહેબ ! વજલાને ઘર બહાર કાઢ્યો તે ઠીક ન કર્યું. ગામમાં શેઠનું હલકુ બહુ દેખાવાનું. તમે બધા ઉતાવળા બહુ ! "

એટલામાં પાનની તાસક લઇ ભૂતો પાછો આવ્યો.

" ભટ્ટ બાપા! એમાં મારો કસુર નથી. મને તો ભૂતા ભાઇએ કહ્યું તેમ કરી આપ્યું !"

" ભૂતામાં તે અક્કલ બળી છે! જરા દીર્ઘ દૃષ્ટિ નહિ!

શિવ ! શિવ ! શિવ !" ચમકી ભૂતાએ ફોજદાર તરફ જોયું. હિસાબની કાપલી ખિસ્સામાં સરકાવી ફોજદાર જવા ફર્યો.

" સલામાલેકુમ ભટ્ટજી ! "

" જય જય ફોજદાર સાહેબ ! આવજો હોં !" પાનની બીડી મોંમાં મુકતાં ભવાનીશંકર કૃત્રિમ મીઠાશથી બોલ્યા.

એટલામાં બહાર ફળિયામાં કોલાહલ સંભળાયો. લગભગ દશ પંદર છોકરાં એક મોટર સાથે બૂમો મારતાં દોડતાં હતાં. મોટર રણછોડ શેઠના ઘર આગળ આવી અટકી. ભૂતો, ભવાનીશંકર અને ફોજદાર ઓટલે આવ્યા, ને શું જોયું ? મોટરવાળો રણછોડ શેઠને અસ્વસ્થ–બીમાર હાલતમાં- ટેકો આપી મદદ કરતો નીચે ઉતારતો હતો. ભૂતો ને ભવાની શંકર આશ્ચર્ય અનુભવે તે પહેલાં જ શેઠની મદદે દોડ્યા.

" કેમ છો ભટ્ટ ! કંઇ નથી........જરા તાવ છે ! " ભવાનીશંકરને શેઠનું શરીર ધીખી જતું લાગ્યું.

" ખબરતો આપવી હતી........! ભૂતા ! તું પથારી વિગેરેનો બંદોબસ્ત કર. "

એટલામાં પગથિયું ચઢતાં ફોજદાર પર શેઠની નજર પડી.

" કેમ છો ફોજદાર સાહેબ ! મારી સાથે જ જોશી સાહેબ આવ્યા ! "

" ફોજદાર ચમક્યો. તેના માથે વીજળી પડી હોય તેમ થયું. શેઠની રજા લેવાનો આ વખત નથી કલ્પી, ફોજદાર એકદમ પગથિયાં ઉતરી ગયો અને ઉભેલી મોટર

આસપાસ ગડબડ કરતાં છોકરાંઓ વચ્ચેથી તે ચાલ્યો. એટલામાં પૂજા આટોપી આવતાં શેઠાણી સામે મળ્યાં. ફોજદાર ખમચાયો. શેઠાણીની નજર પણ ખમચાઇ–પલભર વિષાદની છાયા તેમાંથી પ્રસરી અને ફોજદારને કંપારી આવી. આનંદ અને ઉમળકા ભર્યો જે ફળિયામાં તે રોજ આવતો–શેઠની મહેરબાની સાચવવા–કે શેઠાણીનું રૂપાળું મોઢું નીરખવા–કે મુનિમજીની ખુશામદ કરવા–તે ફળિયું છોડી જવા તેના પગની ઝડપ વધી. બધાં તેની સહૃદયતાની મશ્કરી કરતાં લાગ્યાં. અધૂરામાં પૂરું જોષી સાહેબ એકાએક ક્યાંથી આવી પડયા!

અને આંકડાની કાપલી! ખરેખર! લોકો ઊપકાર કેટલો જલ્દી વીસરી જાય છે!! ઝડપી પગલાં સાથે ફોજદારનું મન પણ ઝડપી થતું ગયું. શેઠ, શેઠાણી, મુનિમ, ભટ્ટ અને જોષી સાહેબ બધાં એના મનોરાજ્યના બેવકૂફ અફસરો જેવા લાગ્યાં. શેઠની શ્રીમંતાઇ એમને ગામધણી કહેવરાવતી, તો પોતે ક્યાં કમ હતો? પોતે પણ ગમધણી હતો–સત્તાએ નીમેલો. આમ ભાવનાના ઉંચા તરંગો તેને ફળિયા બહાર ઘસડી જતા હતા. ત્યાં સામેજ ગલીનો વળાંક લેતાં જેલી મળી.

"રામ! રામ! ફેદ્દાર સાહેબ!" ઘરબાર વિનાની રખડતી થઇ ગઈ છતાં ફોજદારે તેના સુંદર મોઢા પર આનંદ અને રમતિયાળ પણાની રેખાઓ નાચતી જોઈ. મોં મલકાવી તે બોલી: "કેમ શેઠ સાહેબ આવી ગયા કે?" તેના અવાજનો પ્રતાપ હજુ તેવો ને તેવો જ હતો. જોનારે જોયું કે ફોજદારની ઝડપ એકાએક જકડાઇ ગઈ–આંખો ચમકી ગઈ–

અને જીભ સીવાઇ ગઈ!

તેને લાગ્યું કે આટલું જલદી દુઃખ ભૂલી જનાર જેવી ખરેખર ગામધણી છે અને એનો શાપ....ફોજદાર ધ્રૂજી ઊઠ્યા.

[ ૫ ]

શ્રીમંતોને ઘણીવાર લાગે છે કે પોતાના અનંત દેખાતા સુખ વચ્ચે બીમારી એમને શા માટે સતાવતી હશે? રણછોડ શેઠ બિછાને પડ્યા પડ્યા રોજ આવો વિચાર કરતા હતા અને કંઈ નહિ તો રોજ એકાદ વાર ભવાનીશંકર ભટ્ટને ઉપલો પ્રશ્ન પૂછવાનું ચૂકતા નહિ. અને તેમાંય મોટાઇના સંતાપ રૂપ આસપાસ ઉભરાતી લોક મેદનીને બીમારીનો ઇતિહાસ સંભળાવી સંભળાવી શેઠ વધારે ને વધારે બીમાર થઇ પડ્યા. દાક્તરો ને વૈદ્યોનો શંભુમેળો બિછાના આસપાસ રોજ જામવો શરૂ થયો અને શેઠનું આરોગ્ય કલદાર ખરચીને ખરીદવા ભૂતાએ નાણાની કોથળી ખુલ્લી મૂકી દીધી. છતાં શેઠ બીમારીના બિછા-નેથી ઉઠી શક્યા નહિ. આમ એક માસ વહી ગયો અને શેઠાણીને ચીંતા થવા લાગી. રણછોડ શેઠની બીમારી આખા ગામની ચર્ચાનો વિષય થઇ પડ્યો.

"શેઠને મુંબાઈનું પાણી જ બરાબર સદતું નથી!" ભૂતાએ કહ્યું.

"મને તો લાગે છે વેપારમાં શેઠને ભારે ખોટ ગઇ હોવી જોઇએ!" ફોજદારે સુધાર્યું.

"શનિદેવની અવકૃપાને અંગે મહારુદ્ર કરાવવાનું શેઠ વીસરી ગયા તેથી...." ભવાનીશંકર ભટ્ટે ઉમેર્યું.

"મને ચોક્કસ લાગે છે કોઇની માઠી નજરનો આ પ્રતાપ છે!" શેઠાણીએ સંકલ્પ કર્યો.

"કરે તેવું પામે." જેલી સાંભળે એમ વજલો બબડયો.

"હ્યો રાખો હવે; શેઠાણી સૂવાવડમાંથી ઉઠે નહિ ત્યાં સુધી શેઠ બેઠા થવાના નથી." જેલીએ ટકોર કરી-અને પોતાની સુવાવડની યાદી વજલાને આપી. ભવિષ્ય સાંભળી વજલો મહા વિચારમાં સરી પડયો.

અને બન્યું પણ તેમ જ. શેઠની બીમારીનો અંત જલદી દેખાયો નહિ. ગામધણી જેવા શેઠની બીમારીએ ગામ આખાને ચકડોળે ચઢાવી દીધું. કંઇ કંઈ ઔષધો અને ઓસડિયાંના નામો આયુર્વેદના પાનામાંથી તારવી શેઠની આગળ રજૂ થયાં, પણ શેઠાણીની શ્રદ્ધા તેનો ઉપચાર કરવા અશક્ત હતી. દાક્તરો અને વૈદ્યો નાડી તપાસી-દવા આપી-આશ્વાસન આપી જતા-આવતા, અને શેઠાણીને આશ્ચર્ય થતું કે પસા જેલી જેવાના સંસારને કચરી શકે છે, બીમારી નાબૂદ નથી કરી શકતા.

"વાત હાવ હાચી સે બા-! પણ એક કામ કરસો? હ્યો આ મુરાડિયાં-ઘસીને શેઠને પાઇ દેજો." પીપળાની પૂજા કરવા નીકળેલા શેઠાણીને જેલીએ આશ્વાસન ભેર કહ્યું: ને અટપટા નામ વાળા કોઈ છોડના મૂળિયાં જેલીએ શેઠાણીના પગ આગળ મૂકયાં.

"જેલી! તારી શ્રદ્ધા અજબ છે!" શેઠાણીએ લાગણી ભરી દૃષ્ટિએ ટકોર કરી.

" રામ બાપો મોટો સે, બા ! હૌ હારા વાના થવાના !" અને તે દિવસ પછી જેલી પાછી શેઠના ફળિયામાં દેખાઇ નહિ. શેઠાણી સુવાવડ વશ થયાં; અને જેલીના મૂળિયાંનો રસ ભવાનીશંકરે મહા મહેનતે શેઠને પાયો.

તે સવારે પુત્ર જન્મની વધાઇ શેઠને ભૂતાએ આપી, ફોજદારે જોષી સાહેબને આપી અને જેલીએ વજલાને આપી. જોત જોતામાં શેઠની બીમારી અદૃષ્ય થઇ ગઇ ને શેઠતો હરતા ફરતા થઇ ગયા. ગામ આખું દુધ ને સાકરની મિજબાની ચાખવા શેઠને ત્યાં ઉલટ્યું. શેઠે પુત્ર પ્રાપ્તિના મહોત્સવમાં લક્ષ્મી વહેવડાવી.

" શેઠ આપને ત્યાં શું નથી ? નવેનિધ ને અષ્ટ સિદ્ધ !" ભવાનીશંકરે આશિષ ઉચ્ચારી અને પાનની બીડી આરોગી.

" કપાળ તમારું ભટ્ટજી ! તમને તો ખુશામદ, ખુશામદ, ને બસ ખુશામદ ! " શેઠનો મિજાજ જતો ભટ્ટે જોયો અને ટાઢા પાડવાનો માર્ગ શોધી રહ્યા....

" ભૂતા ! દુધ ને સાકર ઠેઠ પેલા રસુલ ઘાંચી સુધી પહોંચ્યા....પણ જેલીને તેં સંભાળી ખરી કે ? " શેઠનો પ્રતાપ તેજસ્વી થતો ભૂતાએ પહેલી જ વાર જોયો અને તેની જીભ લથડવા લાગી.

" ચુપ કર ! આજે જીવતો છું એ જેલીના પ્રતાપે. તમે તો એના ઘરબાર લૂંટી લીધાં–પેલા ફોજદારે એને રંજાડી એની ઈજ્જત ધૂળ ભેગી કરી."

"પણ....પણ....વજલાની પાંસે આપણી લહેણી રકમ.......” મહામહેનતે ભૂતાએ પોતાનો બચાવ રજૂ કર્યો.

"એટલે તેં ઘર વેચી એને રખડતી કરી મારી આબરૂનું લીલામ કર્યું. સારૂં થયું કે શેઠાણીએ મને વાત કરી, નહિ તો મારે બદલે તું તો ગામધણી થઈ બેસત. ભૂતા! વારૂ, ફોજદાર પાસેથી રકમ વસૂલ કરી?"

"ના."

"કેમ?"

"સલામાલેકુમ શેઠ સાહેબ!" ફોજદાર મોકાસર શેઠની દૃષ્ટિ સમક્ષ આવી ઊભા. તેને જોતાં જ શેઠની ઉગ્રતા જન્મી.

"ફોજદાર! જેલીના હાલ હવાલ કરતાં તમે મારી ઇજ્જતનો ખ્યાલ કેમ ન કર્યો?"

"મને....મને તો ભૂતા ભઇએ કહ્યું તેમ કર્યું." ફોજદારે પોતાનો ઝડપી બચાવ કરી લીધો.

"ભૂતો તો બેવકૂફ છે અને સાથે તમે પણ. પૈસા વસૂલ કરતાં આટલો બધો ગરીબ પર જુલ્મ? એ મારી શ્રીમંતાઇને લાંછન રૂપ છે. ફોજદાર સાહેબ! વારૂ, એતો તમે કહો તમારું દેવું ક્યારે ચૂકવો છો?" ફોજદારના માથે વીજળી પડી. તેણે ભૂતા સામે દષ્ટિપાત કર્યો. ભૂતો પગના અંગૂઠે ભોંય ખોતરતો હતો, અને ભવાનીશંકર જોઇએ તે કરતાં વધુ ઝડપે બોખા મોંયે પાન વાગોળતા હતા.

"....હું....હું....શેઠ સાહેબ...પણ હાલ તો...મારી પાસે........"

"પૈસા નથી એમ કહોને! તમને ઘરબાર વિનાના-નોકરી વીનાના-જેલી માફક રઝળતા કરી દઉં તો ચાલે ખરું કે?"

"ભૂતા! ફોજદારને તેં મારા ઘરમાં ઘૂસાડીને અનેક પાપ કર્યાં છે, અને સોંપેલી સત્તાનો અમાપ દુરુપયોગ કર્યો છે! તને આજથી રજા છે!"

દીકરાના દુર્ભાગ્યની મશ્કરી કરતા હોય તેમ ભવાની-શંકર એકાએક હસી પડ્યા. "ભૂતા! જેલીની આશિષ ફળી! મેં નહોતું કહ્યું તારે ભીખ માગવા વખત આવશે!"

"જરૂર ભીખ માંગશે ભટ્ટજી!" શેઠે સ્પષ્ટ શબ્દોથી પૂર્તિ આપી. "અને ફોજદાર! એટલું ખૂબ યાદ રાખજો ગામ ધણી હું છું-તમે નહિ. જાઓ, જોષી સાહેબ તમારો ન્યાય કરશે." ફોજદારે જવા ધ્રૂજતો પગ ઉપાડ્યો અને શેઠે છેલ્લુ અગ્નાસ્ત્ર છોડ્યું. "અને પરાઇ સ્ત્રીઓનાં રૂપાળાં મોઢાં નીરખવાનો શોખ સરકારી અમલદાર થઇ રાખો છો તે એક દિવસ ભારે પડશે."

અત્યંત ક્ષોભમાં કે ગુસ્સામાં ધૂંધવાતો ફોજદાર મૂંગે મોઢે રવાના થઇ ગયો અને શેઠ પાટ પર બેઠેલા ભટ્ટજી તરફ ફર્યા. આજે તેમની મોટાઇ અંગેઅંગમાંથી ઝરતી જોઇ ભવાનીશંકર કોઇ વેદ વાક્ય કે ભાગવતનો શ્લોક યાદ કરવા મંડી પડ્યા.

"હવે ભગવાન યાદ કરે શું વળવાનું ભટ્ટજી! માગો

આ તમારો ચેલકો–એને પણ ગામધણી થઈ જવાનો જબરો અભરખો દેખું !" અને પાસે બેસતાં બેસતાં શેઠે સવાલ કર્યો: "તમે જ કહો ભટ્ટજી! ગામધણી હું છું કે તમારો ચીરંજીવી ભૂતો ?"

"શિવ ! શિવ ! શિવ! શેઠજી ! એ સવાલનો જવાબ હું વખત આવ્યે આપીશ." તંબાકુ હોઠની બેવડમાં સેરવતાં ભવાનીશંકરે જવાબ આપ્યો.

[ ૬ ]

અને ઓસરતી જીંદગીના આનંદ રૂપ પુત્ર રત્નને ખોળામાં રમાડતાં શેઠના કોડ પૂરા થતા જોઈ શેઠાણી ઘેલાં ઘેલાં થઇ ગયા. વેપાર, વ્હેવાર, અને નિત્યકર્મ શેઠ આ ઘેલછામાં વિસરતા ગયા અને ગામમાં બીજાના છોકરાઓને પેટ પૂરતું દુધ કે અનાજ મળે છે તેની પણ પરવા ન રહી. ભૂતો નોકરી વિનાનો ભીખારી થઇ ગયો અને ફોજદાર અપમાનિત થઇ નીચા હોદ્દા પર સરી પડ્યો.

હજારોના દાન કરી શેઠે ગામના સાર્વજનિક સંસ્થા અને સેવાધામને તર કરી દીધાં. મંદિરો બંધાવ્યાં. અને પરબો શરૂ કરી. નવું વાંચનાલય ખોલી આપ્યું અને ગ્રામો-દ્ધારની યોજનામાં પોતાનો એકડો નોંધાવ્યો. મોડ ગામનો રણછોડ શેઠ ગામ ધણી મનાવા લાગ્યો અને ભવાનીશંકર પાછા એકાએક હસી પડ્યા.

"કેમ ભટ્ટ હસો છો ?" શેઠે પૂછ્યું.

"કુદરત પર હસું છું. મનુષ્યના કિસ્મત પર હસું છું અને ઇશ્વરની લીલા પર હસું છું."

એટલામાં શેઠાણી પુત્રને ગાદી પર શેઠ પાસે સૂવાડી ગયાં.

"જોઇ આ ઈશ્વરની લીલા ભટ્ટજી! એને તો હું ખરે-ખરો ગામધણી બનાવીશ!" શેઠની મહાત્વાકાંક્ષા ગામધણીનું 'બિરુદ' પ્રાપ્ત કરવામાં વીરમતી જોઇ ભટ્ટ ફરીથી હસ્યા.

એટલામાં એક જુવાન સ્ત્રી પાંચ સાત માસનું-મેલા કપડામાં વીંટાળેલું બાળક હાથમાં રાખી આંગણામાં આવી ઉભી. શેઠે તેને જોઇ અને ભીખારણ ધારી તેના તરફ એક પૈસો ફેંક્યો. પેલી સ્ત્રીએ પગ આગળ પડેલો પૈસો ઉપાડી લીધો.

"શેઠજી! પૈસા લેવા નથી આવી, આપવા આવી છું!" પૈસો શેઠ તરફ ફેંકી સ્ત્રીએ કહ્યું-નમ્રતા ને વિવેકથી.

"એમ?" શેઠને ગમ્મત પડવા લાગી.

"હા, શેઠજી! લ્યો તમારા બાકી લેણા નીકળતા રૂપિયા." પેલી સ્ત્રીએ ઓટલા પર પૈસા મૂક્યા અને બંને વૃદ્ધો ખરેખર ચમક્યા.

"તું કોણ છે બાઇ?" ગૂંચવાતાં શેઠે પૂછ્યું.

"મને ન ઓળખી શેઠ? હું....હું તો જેલી!"

"જેલી!....શેઠ! આ તો પેલા વજલાની જેલી!" આંખો નચાવી ભટ્ટજી બોલી ઊઠ્યા.

"તે શાના પૈસા આપવા આવી છે, જેલી?"

"કેમ ભૂલી ગયા? તમેજ અમારું ઘર રસુલને અઢી-સોમાં વેસી માર્યું....તે તમારા બાકીના લેણા પેટે રૂ. ૨૭-૬-૩ નીકળતા હતા-તે દેવા આવી સું. ભૂતાભાઈને બધું માલમ સે, શેઠજી."

"વારૂ. આ તારું બાળક છે, જેલી?" શેઠે ઉમળકાથી વાત બદલતાં પૂછ્યું.

"હા....જી. દીકરો સે પોંસ મહિનાનો."

"ક્યાં રહે છે-હવે?"

"ભાગોળે-સમશાન પાહે-પેલા હણુને રસ્તે."

"જો, જેલી! તારો હિસાબ મને ખબર નથી, ને ભૂતાભઇ પણ અત્યારે નથી, તે પૈસા પાછા લઈ જા. તારા બાળકને દુધ-કપડાંમાં ખપ લાગશે."

શેઠના શબ્દોનો અર્થ ચતુર જેલી સમજી ગઇ અને ગર્વ ભેર બોલી.

"શેઠજી! હું ભીખારી નથી. મજૂરી કરી પેટ ભરું સું. તમારી બહુ કરપા. મારે તમારી રાતી પાઈ રાખવી નથી હમજ્યા. રામબાપાએ તમને ય ભાણિયો આપ્યો સે....તે દૂધ-કપડાં કરજો." બોલતાં જેલીની આંખમાં પાણી ભરાઇ આવ્યું.

"જેલી! રણછોડ શેઠનું અપમાન કરે છે?" ભવાની-શંકર વચમાં બોલી ઊઠ્યા.

"શેઠને દયા ન આવી તે મસલમોનને ઘર વેસાવી મારી, હોના જેવી ઇજ્જત ભૂતાભાઇને ફોદારે લીધી, તે હવે મારે શેઠના અપમાનનો શ્યે વસાર કરવો ?

"શેઠ ! તમારું અભરે ભરાજો, પણ મારી ઈજ્જત રૂપિયા લાખ જેવડી સે હોં!"

છેલ્લું કટાક્ષ ફેંકી જેલી રવાના થઇ ગઇ. પછાત કોમની આ રૂપવતી સ્ત્રીએ શેઠની જીભ સીવી લીધી.

ગામધણી હોવા છતાં એક ઢેડણે આજે તેમનું પાણી ઉતારી નાખ્યું.

બીજે દિવસે આબોહવાના આકસ્મિક પરિવર્તનને અંગે વા વંટોળને વરસાદમાં ગામ ઘેરાઈ ગયું.

એ દિવસ પછી સખત ગરમીની લૂ ગામની આસપાસ ફરીવળી ને રોગચાલો ફાટી નીકળ્યો. અને તેનો આરંભ શેઠને ઘેરથી જ થયો. શેઠ શેઠાણીની કલ્પનામાં આવે-કે ભવાનીશંકર ભટ્ટ વૈદ્ય ડોકટરોને બોલાવે તે પહેલાં રણછોડ શેઠનો છ માસનો દીકરો તાવમાં જકડાઇ એકાએક મરણ પામ્યો. રણછોડ શેઠના ગૃહસ્થાશ્રમ પર કાળોકેર વરસ્યો, અને ગામધણી જેવો લાગતો શ્રીમંત શેઠ ગાય જેવો દીન બની ગયો.

તે દિવસે-સાંજના ચાર વાગે સ્મશાનમાં ત્રણ મડદાં ચિતા પર બળી રહ્યાં હતાં. આસપાસ દસબાર ડાઘુઓ

સરોવરના ઠંડા પાણીમાં ખોળિયું ઝબકોળવાની તૈયારી કરતાં હતાં. એવામાં સેંકડો ડાઘુઓ આવતા જેલીએ જોયા ને વિસ્મય પામી. ઝાડની ડાળે બાંધેલા સાલ્લાના ઝુલામાં તેનો નાનો છોકરો બે કલાકથી સૂતો હતો તે કોણ જાણે શાથી ચીસ પાડી ઉઠયો. જેલીએ તરત તેને ગોદમાં લઇ લીધો. એટલામાં વજલો કંઇ કામે ગયેલો તે જેલી નજીક દૂરથી આવતાં ડાઘુને જોતો ઉભો.

થોડીવારમાં માણુસો નજીક આવી લાગ્યાં. એક જવાનિયાના હાથમાં રેશમી કપડામાં ઢાંકેલું બાળકનું શબ હતું. તેની પાછળ બહાવરા જેવા બની ગયેલા રણછોડ શેઠને પકડીને થોડા માણુસો ચાલતા હતા.

અપૂર્વ વિસ્મયતામાં વજલો જેલી પાસે આવ્યો અને પ્રશ્ન પૂછે તે પહેલાં જ જવાબમાં જેલીએ ડોકીવતી હા કહી. વાતાવરણ એટલું બધું ગંભીર થઇ ગયું કે બંનેમાંથી એકેની જીભ ચાલી શકી નહિ.

એટલામાં શેઠની નજર એકાએક જેલી અને વજલા ઉપર પડી. કલ્પનાનું એક તીવ્ર તીર ઝડપભેર તેમના મનોરાજ્યમાં ખૂંચી ગયું. શેઠની આંખો ફાટી. એક આંચકે–માણુસોને દૂર કરી તે ટટ્ટાર ઉભા–એક વિપલ, અને ધીમે–ધીર–પગલે અછૂત દંપત્તિ તરફ ડગ ઉપાડયું.

જેલી અને વજલો શેઠને આવતા જોઇ ચમકયા–ગભરાયા. એક બીજા તરફ જોઇ મૂક નયન સંકેત કરી રહ્યાં, પરંતુ

જેલી યુદ્ધો લઢી રીઢી થઇ ગઇ હતી. સંસારની વિડંબના અને કંગાલિયતની ક્રૂરતા, તેને હંફાવી શકે એમ હતું નહિ. અર્ધ નગ્ન સ્ત્રીની અવસ્થા-ફાટયા કપડામાં વીટાળેલું બાળક, અને સાવ સૂકાઇ ગયેલો વજલો અને જેલી – આ કંગાલ દ્રશ્ય-ને નીરખવા રણછોડ શેઠ યમદૂતનું દયાહીન ગાંભીર્ય પાથરતા આવી ઉભા. શેઠની આંખોમાં જવાલા પ્રજળી રહી. જેલીની આંખોમાં દયાપૂર્ણ લાગણી વશતા ઉભરાઇ અને બાપડા વજલાને તો ધરતી માર્ગ આપે તો સમાઇ જાઉં એમ થઇ રહ્યું. પાંચ પલ આ સુખી દંપત્તિને શેઠ અદેખાઇથી વિહ્‌વલ બની જોઇ રહ્યા. તેમની આંખોમાં નીરાધારીના આંસું ઉભરાયા. ગામધણી જેવો શેઠ પોતાને આંગણે રડતો ઉભો છે! જેલીની કલ્પના શકિત બહેર મારી ગઇ. લોહી સ્તંભી ગયું. પોતે અછૂત નહોત તો કેટલું સારું? શેઠને પીતાતુલ્ય- માની એમને ગોદમાં લઇ એમનાં આંસૂ લૂછત!

અઢળક દોલતનો સ્વામિ, ગામધણી જેવો, રણછોડ શેઠ આ દંપત્તિના સુખ આગળ તદ્દન કંગાળ લાગ્યો. અનેક આંખો આ અજબ દ્રશ્યને અપૂર્વ શાંતિથી જોઇ રહી.

“જેલી! મને માફ નહિ કરે?” શેઠની આંખોમાંથી આંસુની ધારાઓ સરી પડી.

“શેઠ સાહેબ! ગામધણીને આ શોભે?....તમે તો અનાથના જીવનદાતા છો!” જેલી રોતાં રોતાં બોલી.

“જેલી! મેં, લોકોએ, આખા ગામે તને ખૂબ અન્યાય

કર્યો છે. તારા સંસારનો વિચ્છેદ કરી નાંખતાં કોઇને જરા પણ દયા નથી આવી. તમે બંને જે સહન કરો છો તે કેવળ મારે લીધે જ. જેલી! તારા અભિશાપે મારા ઘડપણનું એક માત્ર આનંદ પુષ્પ ઝડપી લીધું. ખરેખર તું સતી છો. જેલી! મને માફ નહિ કરે?" તરસ્યા પ્રવાસીની અધિરાઇથી શેઠ જેલી ને જોઈ રહ્યા: "રસુલ ઘાંચી મરવા પડયો છે, ભૂતાનું મગજ ચસ્કી ગયું છે, ફોજદારની બીબી કોલેરામાં મરી ગઇ અને........એમ........ઘડપણની લાકડી સમો મારો દીકરો........!" શેઠ રડી પડયા.

"શેઠજી! રડો નહિ!....ઢેડ સું એટલે લાચાર; પણ....પણ મારો સોકરો તમારો જ છે શેઠ!" જેલીએ પોતાનો છોકરો શેઠના પગ આગળ મુકી દીધો. જેને પહેરવા પૂરા કપડાં, કે દૂધ નથી મળતું—અને કંગાલિયત જેનો અચૂક વારસો છે એવા અછૂત બાળકમાં શેઠે અપૂર્વ કાંતિ જોઈ. શેઠ બાળકનો નિર્દોષ કિલ્લોલ નીરખી હસ્યા.

"જેલી! તારા દીકરાને આજથી હું ખોળે લઉં છું." શેઠે રમતા બાળકને ગોદમાં લીધું અને ઉભરાતા પ્રેમથી છાતી સરસું દબાવ્યું.

"તને થયેલા અન્યાયની હું ક્ષમા માંગુ છું—વજલા! અછૂતોના ઉદ્ધાર માટે એક લાખ રૂપિયા તારા બાળકને હું ભેટ આપું છું!" શેઠે પોતાના કીમતી ઉપરણામાં બાળકને વીંટાળી જેલીને આપ્યું.

× × ×

સુખડની ચિતામાં રણછોડશેઠનો ચીરંજીવી અગ્નિ સ્નાન કરી રહ્યો. અને અદ્બુત દંપતિની આંખો અશ્રુભીની થઇ રહી.

અને ખોળિયું પાણીમાં ઝબોળતા ભવાનીશંકરે યાદ અપાવ્યું.

"કેમ શેઠ? હવે કહું, ખરું ગામધણી કોણ?"

"કહેવાની જરૂર નથી ભટ્ટ! પેલી સતી પણે ઉભી તે!"

બંને જેલીના સતીત્વનો વિચાર કરતાં શુદ્ધિ સ્નાન કરવા લાગ્યા.

**Nalini Printery, Bombay 2**

# નવયુગ ગ્રંથમાળા

નૂતન ગૂજરાતના સર્જનમાં પચી શકે તેવા
ક્રાન્તિકારી વિચારો રજુ કરવામાં આવે છે

જીવનના વિધવિધ ક્ષેત્રો ઉપર
હિત્ય દ્વારા લાક્ષ બત્તી
ધરવામાં આવે છે.

નવયુવાનો અને અભ્યાસીઓને
ઉપયોગી એવું સાહિત્ય
આપવામાં આવે છે.

શિક્ષા ઉપયોગી એવું સુંદર
સાહિત્ય ખૂબ સસ્તી કિંમતમાં
આપવામાં આવે છે.

એક વર્ષમાં ત્રણથી ચાર પુસ્તકો એક હજાર
પૃષ્ઠના ઘેર બેઠાં મોકલવામાં આવે છે.

| લવાજમ | દેશમાં | પરદેશમાં |
|---|---|---|
| કાચું પૂઠું | ૩-૦-૦ | શીલીંગ સાત |
| પાકું પૂઠું | ૪-૦-૦ | શીલીંગ આઠ |

[ મોટું સૂચિપત્ર મંગાવો ]

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**